# VEGETARIAN COOKERY

WITH

*Testimony of eminent Physicians, Chemists, Scientists, naturalists, Physiologists, &c., showing the evil effects of Flesh-eating, and the Natural Diet of Man.*

PUBLISHED BY

BYRAMJI DINSHAWJI PANDAY.

---

અન્ન-ફલ-શાક અથવા વનસ્પતિ ખોરાકની

# પકવાન પોથી.

માંસ ખાવાની વિરૂદ્ધમાં ડાકટરો, રસાયનશાસ્ત્રીઓ, કુદરતી જ્ઞાન ધરાવનારાઓ, તત્વવેત્તાઓ, વગેરે પુષ્કળ વિદ્વાનોના અભીપ્રાય સાથે.

પ્રસિદ્ધ કરનાર

બેરામજી દીનશાજી પાંડે.

મુંબઈ:

૧૮૯૦

કિંમત આઠ આના.

# સાંકળિઊં.

## ખ



## ગ

## ફ



## બ

ર



લ



વ



શ

સ



હ



ના૦ ૧૭૩. કઢી-દહીં તથા છાસની—આ વાનાંમાં વઘારનો સોહોરમ બાહર નિકળી નહીં જાય માટે તરત ઢાંકણ ઢાંકવા લખ્યું છે, પણ ઢાંકણ પાછું સેહજવારમાં ઉઘાડી નાખવું, નહીં તો ઉભાઈ જશે.

ના૦ ૨૨૦ અને ૨૨૫—ખારીઆના તથા કાકડીના સંભારીઆમાં જે મસાલો આપ્યો છે, તેમાં ૨ તોલા ચણાનો આટો ઉમેરવો.

## સમજણ.

આ પકવાન પોથીમાં તોલ અથવા ભરત જે આપવામાં આવ્યું છે તે મુંબઈમાં ચાલતું તોલ અથવા ભરત સમજવું.

એક બાટલી ભરીને પાણીનું વજન એક શેર સમજવું. એક પેંટ પાણીનું વજન અરધો શેર સમજવું.

---

સ્ટેનદરદ તથા રાજ્યભક્ત પ્રેસમાં ગુજરાતી બાબત છાપી છે.

# આ પોથીની ઉત્પત્તિ અને તેના ફાયદા.

અન્ન ફળ શાક અથવા વનસ્પતિ ખોરાકની તરફેણ અને માંસના ખોરાકની વિરૂદ્ધ તકરાર ચલાવવા સારૂ થોડુંક થયું મુંબઈમાં છપાતાં કેટલાંક ગુજરાતી તથા ઇંગ્રેજી પત્રોએ પોતાની કટારો લાંબો વખત સુધી ખુલ્લી મુકી હતી.

આ પ્રસંગે કુદરતી ખોરાકની તરફેણમાં અને માંસના ખોરાકની વિરૂદ્ધમાં જે વજનદાર અને મઆકુલ લખાણો જુદી જુદી કલમોથી છપાયાં હતાં, તે લખાણોએ સમજુ વર્ગના ઘણાંકો ઉપર ધારવા કરતાં વધારે અસર પેદા કીધી હતી; તે એટલે વેર કે ઘરોમાં ખાવા ટાંણે મા દીકરાં વચ્ચે રોજ પંચાતી ઉઠતી હતી, અને એક બે પત્રવાળાઓને તો કહેવાડવામાં આવ્યું હતું કે આ બાબતની તકરાર હવે બંધ કરો, કારણ કે તે વાંચી અમારા છોકરાં માંસનો ખોરાક લેવા ના પાડે છે!

થોડાંક સમજુ અને ગ્નાની મા બાપોએ કુટુંબ કબિલા સહિત માંસના ખોરાકના ગેરફાયદા અને વનસ્પતિ ખોરાકના ફાયદાનું ઉપર કહેલું વિવેચન વાંચી તથા સમજીને કુદરતી ખોરાક વડે પોતાનો નિર્વાહ ચલાવ્યો. ઘણુંક સમજુઓને કુદરતી ખોરાકનું શ્રેષ્ટપણું કબુલ રાખવાની ફરજ પડી, પણ તેઓની જીભલીને આ ખોરાક પસંદ પડયો નહીં. કેટલાકોએ પોતાના મા બાપોની મરજી વિરૂદ્ધ કુદરતી ખોરાક ખાવાને શરૂ કીધો, પણ તેમ કરવા આગમચ એ વિષયપર કાંઈ પણ અભ્યાસ નહીં કરવાથી તથા પોતાના વડીયોલોના ન છાજતાં દબાણમાં આવી જવાથી, લાચારીએ તે છોડી દેવો પડયો. વળી ઘણુંક અણુસમજુ મા બાપો કુદરતી ખોરાક ખાવાની પોતાના ફરજંદોની ખુશી અને ઇન્તેજારીની આડે પડ્યાં અને તેઓને લોહીથી ગગળતો નજીસ માંસનો ખોરાક ખાવાને જબરીથી ફરજ પાડી.

આવો મામલો જોઈ લોકોની વાકેફગારીને માટે ઇ. સ. ૧૮૮૪ના સાલમાં વિલાયતની વનસ્પતિ ખોરાકપર નિર્વાહ કરનારી મંડળી પાસેથી એ વિષયપર છપાયલા નિબંધો તથા ચોપાનિયાં ખરીદ કરીને અત્રે લોકોમાં મફત વેંહેંચયાં હતાં. માંસનો ખોરાક છોડનારાઓને સવળતા કરી આપવા સારૂ ઇ. સ. ૧૮૮૫ના સાલમાં એક વેજીતેરિયન સેલુન, એલફીન્સ્ટન સરકલ, કોટમાં, સીનોર ફરનાનદીઝના ઉપરીપણા હેઠલ, કેટલુંક સુધી ચાલુ રાખવામાં આવ્યું હતું, જ્યાં અરધા રૂપિયામાં વનસ્પતિ

ખોરાકનાં ચાર પાંચ મિષ્ટાનો લોકો ખુશીથી ખાતાં હતાં. આ ખાતા ઉપર જોઈતી દેખ રેખ રાખવાની મદદ નહીં મળવાથી, ૧૮૮૬ માં તેને વગર નુકસાનીએ બંધ કીધું. ત્યાર પછી ૧૮૮૭ માં આલબ્લેસ બાગમાં લોકોની ભારે ઠઠ અને ખુશાલી વચ્ચે ઉપરાસાપરી અન્ન ફળ શાકના ખાનાંઓ અને તેની ખુબી દર્શાવનારા ભાષણો આપવામાં આવ્યાં હતાં. આ સર્વે હિલચાલથી ઘાતકી હેવાનોને છાજતો માંસનો ખોરાક ત્યાગ કરી કુદરતી ખોરાક પર નિર્વાહ કરવાને ઘણુંક બુઢાં તેમજ જુવાન માંણસોમાં જિજ્ઞાસા પેદા થઇ, પણ આ ધણીઓને પોતાના વિચારો અમલમાં મુકવાને વનસ્પતિ ખોરાકની પકવાન પોથી વગર ઘણી અડચણો નડવાથી, કેટલાક મિત્રોની સલાહ અને મદદથી એ વિષય ઉપર લખી મોકલવા ઈનામના રસાળાઓ માંગવામાં આવ્યા. બાઈ ખુરશેદબાઈ હોરમજી અમીન, ભટ અંબારામ ધીરજરામ, તથા મી૦ અરદેશર આદરજી ખાનસાહેબે રસાળાઓ લખી મોકલ્યા. એ રસાળાના દરએક રચનારને રૂ. ૫૦ ઈનામના આપી તે ત્રણે રાખ્યા. આ ત્રણે રસાળાઓ એકત્ર તથા તેમાં સુધારો વધારો કરવા સારૂ મજકુર બાઈ ખુરશેદબાઇને બીજા રૂ૦ ૫૦ આપ્યા હતા. આ એકત્ર કીધેલા સંગ્રહને પાછળથી બારીકીથી તપાસતાં તે એમનો એમ છપાવવાને કેટલાંક કારણોસર અયોગ્ય જણાયું. એટલામાટે તે ઉપર વધુ ખરચ કરી ઈબારતમાં ઘણોક સુધારો, ફેરફાર, વિગેરે દાખલ કરી તે ફરીથી લખવામાં આવ્યો, અને હાલની પ્રસિદ્ધિની હાલતમાં વાંચનારની હજુર મુકવામાં આવ્યો છે.

આ પકવાન પોથી એવી નેમથી રચવામાં આવી છે કે સમજુ તથા જ્ઞાની વર્ગના લોકો તમો–ગુણી તથા રજો–ગુણી ખોરાક છોડી દઈ, સત્વ ગુણી ખોરાકનો ઉપયોગ કરે. એ માટે તમો–ગુણીના ખોરાક–માંસ, માછલાં, ઇડાં વિગેરે તેમજ રજો–ગુણીના ખોરાક–લસણ, હિંગ, તેલ, મરચાં, કસ્તુરી વિગેરેનો મુદ્દલ ઉપયોગ આ પોથીમાં કીધો નથી. માંસ, માછલાં અને ઇડાંની ગરજ પુરતી રીતે સારી શકે એવાં વનસ્પતિના પકવાનો આ પોથીમાં આપ્યાં છે. હિંગને બદલે કાંદો અથવા જીરૂં, તેલને બદલે ઘી તથા મરચાંને બદલે મરી વાપરયાં છે; તોપણ મરચાં, તેલ, હિંગ અને લસણ એ વનસ્પતિ પદાર્થો હોવાથી તે ખાવા ન ખાવા એ સર્વેની મરજી, ગુંજાસ, અને તબિયત ઉપર આધાર રાખેછે. ઉપર દર્શાવેલાં કારણો સારૂ ચટણી, અચાર વિગેરેની વાનીઓ આ પોથીમાં આપી નથી.

આ પોથીમાં પોણી ચારસો વાનીઓ સમાવેલી છે, જે સેહેલાઇથી સમજી શકાય એવી ટુંક અને સાદી ઈબારતમાં લખી છે. વાનીઓ પકા-

વાની ક્રિયામાં નજીવા ફેરફાર સારૂ અથવા તો તેમાં વાપરેલા મસાલાના સેહજસાજ ફેર ફાર સારૂ એક વાનીની બે ચાર વાનીઓ કરી નાખી વાનીઓની સંખ્યા વધારી દીધી નથી. એકજ મથાલાં તળે આ પોથીમાં ઘણે ઠેકાણે જુદી જુદી ક્રિયાઓ દેખાડી છે. એ ઉપરાંત ઘણીક વાનીઓ જે સેહેલાઇથી બની શકે નહીં, નિરોગી અને ચાલુ ખોરાક તરીકે ગણાઇ શકાય નહીં અથવા તો ઘણી ખરચાલુ હોવાના સબબથી, આ પોથીમાં તે દાખલ કરી એનું કદ ફોકટમાં વધારવામાં આવ્યું નથી. આટલું છતાં એક માણુસ ગમે તેવોબી એધી અથવા ખાઘરો હશે, તોપણ આ પકવાન પોથીનું સાંકળિયું વાંચી તે ધરાઇ જ્યા વિના રહેશે નહીં. કદાચ તે ખાઘરો અથવા એધી નહીં, પણ સ્વાદિષ્ટ ખાન પાનાદિકનો શોખીન હશે, તોપણ આ પોથી તેની ગરજ સારશે. કદાચ તે સાદો, સસ્તો અને પુષ્ટિદાર ખોરાક ખાનાર હશે, તોપણ આ પોથીથી તેને નિરાશીનું કારણ મળશે નહીં.

વનસ્પતિ આહારીઓને આ પોથી કિમતી થઈ પડશે, તેમજ માંસ ખાનારાઓને પણ તે ઉપયોગી થઈ પડશે. માંસને જુદા જુદા રૂપમાં પકાવીને ખાવા છતાં, તે માંસને માંસજ ચવાયા કીધાથી, તે ખાતાં ખાતાં માંસ આહારીઓ કંટાળી જાય છે; અથવા તો જ્યારે માંસ મોંઘું યા ખરાબ મળે છે, યાતો જ્યારે ડાકટરો માંસ નહીં ખાવાને સખત હુકમ કરે છે, ત્યારે દરરોજ માંસ વગર બીજું શું ખાવું તેના ગુંચવાડામાં તેઓ પડે છે. આવા પ્રસંગે આ ધણીઓનો ગુંચવાડો આ પકવાન પોથી દુર કરશે અને વળી દેખાડશે કે તે પુરતી સમજના મહાજ્ઞાની જગત કર્ત્તાએ કેટલા બધા પ્રકારનો દિલચમન ખોરાક રળિયામણા ખેતરો અને ખુશનુમા બાગ બગીચાઓમાં માનવીઓ માટે પેદા કીધો છે!

માંસના ખોરાક વગર શરીર દુબળું પડેછે; વનસ્પતિનો ખોરાક મોંઘો પડેછે, હજમ થતો નથી તથા પેટમાં બાદી પેદા કરેછે, આવા તકલીદી ફોકટ સવાલો કરનારાઓને આ પોથીમાં સમાવેલા હાલના તેમજ પ્રાચીન કાળના દુનિયાના મોટા મોટા ડાકટરોના એ વિષય ઉપર આપેલાં મતો વાંચ્યાથી ખરાં ખોટાંનો આપો આપ જવાબ મળશે. કાબેલ, નામાંકિત અને ફિલસુફીમાં ગવાઈ ગયલા મહાન પુરૂષોના આ પોથીમાં સમાવેલા ખાતરી ભરેલા અભિપ્રાયો વાંચ્યાથી તેઓની શંકા દુર થશે. સાદી અક્કલથી ઉલટો ખોરાક પારસીઓના લગનસરામાં ખવાયછે, જેવોકે કસ્તર સાથે સૅાસની તથા તળેલી માછલી, મુરબ્બા સાથે ગંધાતાં ઈંડાં તથા પટેટા, દાળ ભાત સાથે દહીં, માછલી, કેળાં ઇ૦ આ મુજબના કઢંગા ખોરાકથી ઘણાંઓને બદહજમી

થાયછે. વળી તે નરમ હોવાથી ચાવ્યા વગર ગપાગપ ગળી જવો,' એ વ્યાધિનું બીજું મુળ; ખાતાં ખાતાં સોડા અથવા લેમોનેદની બે ત્રણ બાટલીઓ બરફ સાથે ઢીંચવી એ વળી ત્રીજી પીડા; અને બાકી રહેલી વ્યાધિની પીડા પુરી કરવાને દર સલામતીએ પેટમાંના આતશમાં ફરી ફરીને સતકણુ નાખવાને ફરમાસુ દારૂ તો પાસે તૈયારજ છે!! અજ્ઞાનપણાથી જેઓ કુદરતી અને ઉપલો લગનસરામાં ખવાતા ખોરાકમાં કાંઇબી ફેર સમજતા નથી, તેઓને આ પોથી સમજાવી શકશે કે પરહેજીને નામે ઓળખાતો ખોરાક હાલ તેઓ ખાયછે તે અન્ન ફળ શાકનો ખોરાક નથી. વનસ્પતિના કુદરતી ખોરાકમાં માછલાં તથા ઇંડાં આવતાં નથી, તેથી ઘણો સરતો પડેછે. ઘણીક જાતના અનાજ, કઠોળ, કંદ, મુળ, શાક વિગેરેથી જેઓ અણજાણ્યા છે, તેઓની નજર આ પોથીથી આપોઆપ ઉઘડશે.

આ પકવાન પોથી સર્વેને ઉપયોગી થઈ પડે એટલા માટે એની કિમત ઘણી ઓછી રાખીછે, તથા જગતમાં વસનારા સર્વેનું કલ્યાણ હૈડે ધરી એની ઉપર મેહેનત કરવામાં કાંઇબી બાકી રાખી નથી. જે મિત્રોએ આ કામમાં મદદ કીધીછે તેઓનો ઉપકાર માનવામાં આવેછે. આ પોથીમાં જો કાંઈ ભૂલચૂક માલમ પડે તે દરગુજર કરવી અને તે પ્રગટ કરનાર પર લખી મોકલવી કે જેથી તે બીજી આવૃત્તિમાં સુધારવાને બની આવે, તેમજ જો કાંઇ સારી વાનીઓ દાખલ કરવાને રહી ગઈ હોય તે પણ મેહેરબાની કરીને પ્રગટ કરનાર પર મોકલી આપવાથી તેમાં દાખલ કરવામાં આવશે.

---

## અન્ન ફળ શાકનો ખોરાક શરૂ કરનારાઓને અગત્યની સમજણ તથા ખાવાના નિયમો.

અમુક દેશ, અમુક વખત અને અમુક ઋતુ પ્રમાણે ખોરાક ખાવો સારો છે. જે દેશમાં રહેતા હોઇએ ત્યાંની પેદાએશ ખાવા પર વધારે ભાવ રાખવો. ચાકરી, ધંધો, મેહેનત, કસરત, તબિયત અને સ્થિતિને અનુસરતો ખોરાક ખાવામાં લાભ છે. મેહેનતના પ્રમાણ પ્રમાણે ઓછી અદકી કૌવતી આપનારો ખોરાક લેવો. મગજની શક્તિને કૌવત આપવાને, શરીરના બાંધાને પુષ્ટિ આપવાને તથા શરીરનું કદ ખિલવવાને ખોરાકની વસ્તુઓમાં જે જુદાં જુદાં તત્વો સમાયલાં છે તેનું વર્ણન બીજા ભાગમાં કીધેલું છે, તે ધ્યાનમાં રાખી વર્તવું. પુષ્ટિ આપનારા તત્વો જે ખોરાકની વસ્તુઓમાં સરખા પ્રમાણમાં આવેલાં હોય, તે વસ્તુઓ ખાવી. તેમ નહીં

હોય તો ઓછી તાકાત આપનાર પદાર્થને વધુ તાકાત આપનાર પદાર્થ સાથે ભેળીને ખાવો. દાખલા તરીકે સર્વે અનાજોમાં સૌથી શ્રેષ્ઠ અને ઉત્તમ અનાજ ઘઉં છે, જેમાં લોહી, માંસ, હાડકાં, તંતુઓ વિગેરે પેદા કરવાને ચોક્સ પ્રમાણમાં જુદાં જુદાં તત્વો સમાયલાં છે, જેમ ચોખામાં નથી. ચોખામાં લોહી, માંસ, હાડકાં, વિગેરે બનાવનારાં તત્વો ઘણુંજ કમ હોવાથી તે એ-કલો સંપૂર્ણ ખોરાક ગણાતો નથી. ચોખામાં ગરમી તથા ગતિ આપનારાં તત્વો વિશેષ હોવાથી, તેને ખોરાકની બીજી વસ્તુઓ જેમાં આ બે તત્વો કમ આવેલાં હોય અને લોહી, માંસ, હાડકાં વિગેરે પેદા કરનારાં અને પુષ્ટિ આપનારાં તત્વો વિશેષ આવેલાં હોય તેની સાથે ભેળીને ખાવા. એજ પ્રમાણે કઠોળમાં પુષ્ટિ આપનારા તત્વો આપણને જોઇએ તે કરતાં વધુ છે, તેથી તેને કમ તાકાત વાળા ખોરાકની વસ્તુઓ—જેવી કે ચાવલ તથા કેટલીક જાતની તરકારી કે જેમાં પાણીનો ભાગ વિશેષ હોય છે, તેની સાથે મિશ્ર કરી કઠોળ ખાવો. આ પ્રમાણે કર્યાથી પુષ્ટિ આપનારાં જુદાં જુદાં તત્વો સરખા પ્રમાણમાં આવે છે. જેમકે ચાવલ સાથે દાળ, મમરા સાથે ચણા, ઇત્યાદિ. પણ ચણાની પાપડી સાથે તુવર, મગ, મસુર, અડદ, લીલા વટાણા, ચોળા, સુરણ, મોટા કંદ વિગેરેની વસ્તુઓ ખાવામાં જેમ ગેરલાભ છે, તેમજ ચોખાની રોટી સાથે પટેટા, દુધી, તુરિયાં, કોબી, સલગમ, બીટ વિગેરે તરકારીઓ ખાવામાં લાભ નથી. એક વખતે ખાધેલો ખોરાક પચી ગયા પછી બીજી વખતે ખાવું. પચ્યા આગમચ બીજો ખોરાક ખાધાથી, પેહેલા ખોરાકમાંથી અન્નરસ બનતો હોય તેમાં બીજો ખોરાક જઈ નડતર કરે છે. દિવસમાં ત્રણ ચાર વાર ખાવા કરતાં, સવાર અને સાંજ બે વાર ખોરાક લેવો. પેટમાં ખોરાક ઠાંસીને ભરવો નહીં, પણ કુદરતી ભુખના પ્રમાણ અને રૂચિ મુજબ ખાવું. દારૂ પીને પેટમાં ભુખ ઉત્પન્ન કરવાથી, તેમજ તિખા સાસ અથવા અથાણાં ખાવાથી દેહ આગળ ચાલતાં લથડી પડે છે, તે યાદ રાખવું. Hunger is the best Sauce=ભૂખ એ ઉત્તમ સાસ છે, આ ઈંગ્રેજી કેહેવત યાદ રાખવી. જેમ અતિઘણું ખાવામાં ગેરલાભ છે, તેમ અતિ થોડું ખાવામાં લાભ નથી. પવિત્ર આત્માનું રક્ષણ કરવાને શરીરનો બાંધો સલામત રહે તથા શરીર પોતાનું કર્મ ભોગવવાને સામર્થ્યવાન થાય એટલો ખોરાક લેવો. કયો ખોરાક પચે છે અને કયો ખોરાક પચતો નથી તે સમજીને વર્ત્તવું. ખોરાક નહીં પચવાના કારણો શોધી કાઢવાં અને તેના ઉપાયો લેવા. નરમ ખોરાક બરાબર ચાવીને ધીરેથી થુંક સાથે રોળીને નહીં ગળ-વાથી તે જરપત થતો નથી, માટે નરમ અને કઠણ આ બેઉ ખોરાકને સાથે ભેળીને ખાવો, કે જેથી તેને બરાબર ચાવવાની ફરજ પડે અને

ચાવ્યા વગર ગળી જવાય નહીં. પારસીઓમાં પરહેજીને નામે ઓળખાતો ખોરાક એક તો રસાયન વિધ્યાથી ઉલટો છે અને બીજું તો તે સદંતર નરમ હોવાથી બરાબર થુંક સાથે રેળીને ચાવ્યા વગર ગપાગપ ગળી જ-વાય છે, જેથી તે પેટમાં બાદીનો પવન પેદા કરે તેમાં નવાઈ નથી. આ ઉપરાંત આઇસ, સોડા, લેમનેદ અને દારૂ જે ખાતાંખાતાં ઢીંચવામાં આવે છે તે અજીરણનું બીજું કારણ છે. અન્ન ફળ શાકનો કુદરતી ખોરાક તે કાંઈ પારસીઓમાં પરહેજીને નામે ઓળખાતો અને ખવાતો ખોરાક નથી, તે યાદ રાખવું. રોજ ખાવાનો એક ચોકસ વખત રાખવો અને તેમાં બનતાં સુધી ફેરફાર કરવો નહીં. માંસને જુદા જુદા રૂપમાં પકાવી ખાવા છતાં તે માંસને માંસજ ચવાયા કરે છે, પણ કુદરતની કરાંમતથી વનસ્પતિની ઉત્પત્તિ બહોળી અને બેશુમાર છે, એટલા માટે દરરોજ એકની એક વસ્તુ ખાવાને બદલે હેરફેર ખાવી. ઘણી વાનીઓને બદલે બે ત્રણ સાદી સુતરી અને સસ્તી વાનીઓ પર સંતોષ પકડવો. ખાવાને મન લલચાય એવા રૂપમાં અને બનતાં સુધી અસલ રંગ કાયમ રહે તેમ ખોરાક પકાવવો. કુદરતી હાલતમાં ખવાઈ શકાતી ચીજોને પકાવીને ખાવી સારી નથી, કારણ કે તેમ કીધાથી તેમાંનો રસકસ બળી જાય છે. Concentrated એટલે ઘટ્ટ કીધેલા ખોરાક પર ઝાઝો ભાવ રાખવો નહીં. દુધના ખોરાક સાથે ખટાઇ અથવા ફ્રૂત ખાવી નહીં. શરીરમાં સરદી થઇ હોય તો ગરમી આપે એવો અને ગરમી થઇ હોય તો ઠંડક કરે એવો ખોરાક ખાવો. હંમેશાં માફકસર ઉન્હો ખોરાક લેવો સારો છે. ખોરાકની વસ્તુઓ જેવીકે ઘી, કોપરૂં ઇ૦ ખરાબ યા ખોરૂં હશે તો દેહ બગડશે અને ખાનું લેહ-ઝટ ને બદલે કસવાદું થશે. ખોરાકમાં જેટલા મસાલાઓ વધારે નાખી ખાશો, તેટલો પેટમાંનો સાંચો વધારે બગાડશો. જેટલો મસાલો થોડો વાપરશો, તેટલી શરીરની પ્રકૃતિ વધારે સ્વચ્છ, શાંત અને નિરોગી રાખશો. મરી, મરચું, મેથી, આદુ, લસણ, હિંગ, રાઇ વિગેરે મસાલાઓ પેટમાં આગ ઉત્પન્ન કરી પાણીની સોસ વધારેછે. ખાવા આગમચ પાણી ઢીંચવામાં ગેરલાભ છે, તેમજ ખાતી વેળા પાણી, સોડા, યા લેમનેદ પીવો નહીં, કારણ કે તે પાચન શક્તિને અટકાવેછે. જમ્યા પછી આરધા કલાકે અથવા તેથીબી મોડે પાણી પીધાથી ખાનું સેહેલથી હજમ થાયછે. હંમેશાં ખાવા આગમચ ન્હાવું. ખાઇ પીને ભરેલા પેટે ન્હાવાથી તબિયત બગડેછે. હિંદુઓ સ્નાન કરયા વગર કાંઇ પણ ખોરાક ખાતા યા પીતા નથી તેમાં ડાહાપણ છે. બનતાં સુધી ઠંડા પાણીએ ન્હાવાની ટેવ રાખવી. હવા પણ એક જાતનો ખોરાક છે. ૨૪ કલાકમાં એક માણસ ૧ રતલ ૧૦ આંઉસ

અને ૧૧૫ ગ્રેન હવા દમની વાટે પોતાના ફેફસામાં લેછે. સવાર સાંજ ઘરની બહાર જઈ ચોખ્ખી ખુલ્લી હવા દરરોજ દમમાં લેવાની આ અગત્યતા દેખડાવેછે. કસરત કીધા વગર રહેવું નહીં. કસરત કીધા વિના શરીર દુબળું, હિચકારૂં અને રોગિષ્ટ બનેછે. તરવાની, દોડવાની, જોરમાં ચાલવાની, સવારી, ત્રાઈસેક્લિંગ, લૉનતેનીસ, ક્રિકેટ, તથા કસરતશાળામાં થતી મેહેનતો, આ પ્રમાણે તરેહ તરેહની કસરતો થાયછે. હિંદુઓ વનસ્પતિ ખોરાક ખાવા છતાં તેઓમાંના ઘણાંકો રોગિષ્ટ રહે છે, કારણકે તેઓ કસરત અને ચોખ્ખી તથા ખુલ્લી હવાની કદર બુજતા નથી; ઘણાંકો ગંધ મારતી અને સંકડાસ વાળી જગામાં રહેછે, અતિઘણું મસાલેદાર તથા તિખું ટમટમું ખાય છે, અથવા તો તેલ યા ઘીથી રેલ છેલ થતાં મીઠાં મિષ્ટાંન્નો ખાઈ આખો દિવસ બેસી રહેછે. સુવાનું બિછાનું માથાં આગળથી ઉંચું અને પગ આગળથી નિચું, આ પ્રમાણે ઢળાવદાર રાખવું, તથા હંમેશાં ડાબી કોરે સુવું, જેથી ખાનું જલદીથી હજમ થશે, તંદુરસ્તી સુધરશે, તથા સવારે સક્કારેથી ઉઠવાને આળશ લાગશે નહીં.

માંસનો ખોરાક છોડીને અન્ન ફળ શાકનો ખોરાક શરૂ કરનારે ચોખાની રોટીપર પોતાનો આધાર રાખવો નહીં, કારણકે ચોખો ઘઉં આગળ હિચકારો અને કૌવતમાં ઘણો ઉતરતો છે. મુંબઈમાં પારસીઓ શિવાય બીજી કોઈબી ન્યાતના લોકો ચોખાની રોટી ખાતા નથી. આ પોથીમાં એ કારણસર ચોખાની રોટી આપી નથી. સફેત રોટી ખાનારે પેહેલે (Brown bread) એટલે સામળા રંગની રોટી ખાવાને શરૂ કરવી. પછી હળવે રહીને (Whole-meal bread) એટલે ઘઉંના આટામાંથી કાંઇ પણ થુલાંનો ભાગ ચાળીને કાઢી નાખ્યા વગર બનાવેલી રોટી ખાવી. ફક્ત આ રોટી ખાવાનો મહાવરો પડયો કે માંસનો નજીસ ખોરાક ત્યાગ કરનારની સેંકડે ૫૦ ટકા મુશકેલી દુર થશે. આ રોટી એક દિવસની સુકી થયલી ખાવી અથવા નહીં તો તેને અંગાર પર બરાબર શેકીને ખાવી, કે જેથી તે લોંદા જેવી લાગે નહીં. હવાયલી અથવા ભીનાસવાળી રોટી અવગુણ કરેછે. બજારમાં વેચાતા ઘઉંના આટામાં ઘણું કરી દગો હોવાથી બનતાં સુધી આટો ઘરમાં દળાવીને વાપરવો. સફેત રોટીમાં પોષણ અર્થે તત્વો ઘણાં કમ આવેલાં હોવાથી તે ખાવા પછી બે કલાકમાં પાછી ભુખ લાગી આવેછે, પણ સામળા રંગની ઘઉંની રોટી સફેત રોટી કરતાં બેવડો જવાબ આપે છે. સફેત રોટી શેરડીના કુંચા બરાબર અને સામળા રંગની રોટી શેરડીના રસ બરાબર સરખાવીએ તો ચાલે. કબજીયતથી પીડાતા ઘણાંકો ખોરાકની માફક જાયુક દવાઈ લેછે. વળી દવાઈ પીતાં પીતાં કંટાળી આ

વ્યાધિ મટાડવા તેઓને પીચકારી મારવાની ફરજ પડે છે. આવા ધણીઓ (Whole-meal bread) એટલે ઘઉંના આટામાંથી કાંઈ પણ થુલાંનો ભાગ ચાળીને કાઢી નાખ્યા વગર બનાવેલી રોટી ખાય તો ફાયદો પામે. આ રોટી અને સારૂં પાકું જમરૂખ અથવા તો નહાની કુમળી કાકડી ખાધી હોય તો ગમે તેવીબી ભારે કબજીયત હશે તો તે મટશે.

રોટી બનાવનારા પીયરસ તથા પાલનજી ઘઉંની સામળા રંગની રોટીની નિચલા શબ્દોમાં વખાણ કરે છે, પણ તેની દરકાર ઘણાંજ થોડા કરતા દેખાય છે.

Our whole-meal bread is prepared almost entirely from whole meal, consequently all the bone and muscle forming constituents of wheat are to be found in our bread of this quality. For purposes of sustaining health and vigour, especially during the years of childhood and growth, the bread of this quality is unrivalled. The difference between white bread and our whole-meal bread as flesh formers is nearly in the proportion of one of the former to two of the latter.

Our brown bread so far from being inferior in quality to white bread, surpasses it as a food. The inferiority in colour is due to the presence of all the constituents of the wheat.

ઉપર દર્શાવેલી કાઠા રંગની ઘઉંની રોટી પેટનો ખાડો પુરવાને એક અગત્યનું સાધન છે. રોટી વગર કોઈને ચાલ્યું નથી અને ચાલવાનું પણ નથી. રોટી વગર લાવણ ગપાગપ ગળી જવામાં ઘણો ગેરફાયદો છે. રોટીનું શ્રેષ્ઠપણું નિચલા દોહેરા ઉપરથી માલમ પડશે.

"દાળ ભાતકા સુફળા ખાના, મેરે ભરૂસે દુર મત જાના;"
"ખીચડી કહે મેં આવણ જાવણ, રોટી કહે મેં મજલ પોંહોચાઉં."

આખા દિવસની મજલ એટલે મુસાફરી પુરી કરવાને રોટી શક્તિવાન કરે છે, ત્યારે ખીચડીથી ચાર પાંચ માઈલનો હેરો ફેરો માત્ર થઈ શકે છે, પણ ફક્ત દાળ ભાતના ખોરાકથી એટલુંબી થવું મુશકેલ છે. (Whole-meal biscuit) હોલ મિલ બિસ્કીટ એટલે કે ઘઉંના આટામાંથી કાંઈ પણ થુલાંનો ભાગ ચાળીને કાઢી નાખ્યા વગર બનાવેલી બિસ્કોટ જે પાલનજી તથા પીયરસની દુકાને મળે છે, તે કૌવત આપવામાં તથા હજમયતપણામાં પાંઉ કરતાંબી ચઢે છે, કારણ કે પાણીનો ભાગ જેટલો પાંઉમાં રહે છે તેટલો બિસકોટમાં રહેતો નથી. બાજરી અને જુવારની રોટી ઘઉંની રોટીથી ઉતરતી છે, પણ ચોખાની રોટી કરતાં તેમાં પુષ્ટિ આપનારા તત્વો બેશક વધારે છે. વિલાયતમાં પાકતો (Oat) ઓત નામનો અનાજ જે અતરે મળે છે તેનું (porridge) બને છે. આ અનાજ પણ

પુષ્ટિ આપવામાં કમ નથી. ભરડેલા ઘઊં, બાજરી વિગેરે અનાજોનું પણ પોરીડજ બને છે. વિલાયતમાં ઈંગ્રેજ લોકોનો આ માનિતો ખોરાક છે, અને સ્કાટલંડમાં તે ઝાઝો ખવાય છે. ઘંટીમાંનો ખીલ જરા ઉપર ચઢાવ્યાથી ઘંટી ઢીલી અથવા હલકી થાય છે. આ ઘંટીમાં ઘઉં અરગડા દળવાથી એકેક ઘઊંના ચાર પાંચ ટુકડા થાય છે, જેને ઈંગ્રેજીમાં (Wheat-meal) કહે છે, અને આપણી દેશી ભાષામાં ભરડેલા ઘઉં કરી કહે છે. સાધારણ ચાલુ ઘંટીમાં ઘઉંને બારીક દળયાથી આટો બને છે, પણ આ આટાને ઉફણી તથા ચાળીને તેમાંથી રવો, મેદો તથા ભુસું યા થુલું, આ નામના જુદા જુદા આટાઓ છુટા પાડી નિપજાવે છે, જેથી અસલ કુદરતી કરામતની ભેગી રસાયન રચના જે એક ઘઉંના દાણામાં સમાયલીછે તે જુદી પડે છે. આ રસાયન રચનાની સમજણ બીજા ભાગમાં આપી છે. ઘઊંને દળયા વગર આખા ખાવા હોય તો તેને ચાર પાંચ કલાક પાણીમાં ભીંજવી રાખવા. પછી તેને દુધમાં ઉકાળી ખાવા. આ વાનીને ઈંગ્રેજીમા (Frumity) "ફ્રુમીટી" કરી કહે છે. લાંબા કાળનો મહાવરો પડી જવાથી માંસનો ખોરાક એકદમ છોડતાં પ્રકૃતિ બગડવા માંડે, તે અટકાવવા સારૂ માંસનો ખોરાક બાદશાહ જમશેદના બોલમાં કહેતાં, દરરોજ ઘણું માંસ ખાતા હોવો તો આંતરે આંતરે થોડું ખાવું. દિવસમાં બે ત્રણ વાર ખાતા હોવો તો એક વાર ખાવું. એમ કરતાં કરતાં પ્રકૃતિ બરાબર રહે એટલે બે ચાર માસમાં આ નજીસ ખોરાકને છેલ્લી સલામ કરવી.

આ વિષય પર હવે વધારે લંબાણ નહીં કરતાં, વાંચનારને મજબુત ભલામણ કરવામાં આવે છે કે કોટમાં જેહાંગીર કરાનીની દુકાને સસ્તાં નહાના ચોપાંનિયાંઓ વિલાયતની વનસ્પતિ ખોરાક પર નિર્વાહ કરનારી મંડળીએ છપાવેલાં વેચાય છે, તે વાંચવા, જે ઉપરથી આ વિષયપર ઘણોક જાણવા જોગ નવો ખુલાસો મળશે.

---

## મનુષ્યના ખોરાકની વૈદક જ્ઞાનની રીતે તપાસ.

મનુષ્યોના શરીરમાં અન્ન પાનાદિક ખોરાક દાખલ થઈ નિચે લખ્યા મુજબ કામ બજાવે છે.

૧. જે પદાર્થોનું શરીર બનેલું છે તે પદાર્થોને વધારે છે અથવા શરીરના દરરોજના ઘસારાની ખુટ પુરી પાડે છે.

૨. શરીરમાં ગરમી પુરી પાડે છે.

૩. કામ કરવાની શક્તિ પેદા કરે છે.

**ઉપલાં કામો બજાવવા સારૂ જે ખોરાકની વસ્તુઓ ખાવામાં આવે છે, તેમાં જુદાં જુદાં તત્વો નિચે દર્શાવ્યા મુજબ આવેલાં હોય છે.**

| | |
|---|---|
| Water .......................... | પાણી. |
| Albuminoids or flesh-formers. | માંસ બનાવનારા તત્વો. |
| Starch Sugar &c................ | ગરમી તથા ગતિ આપનારા તત્વો. |
| Fat.................................. | તેલ, ચરબી, અથવા ચીકાશ. |
| Common salt. .................. | નિમક. |
| Phosphates, potash salts &c. | દાંત, હાડકાં અને તંતુઓ બનાવનારા ખારો. |

ઉપલા પદાર્થો પેહેલેથી અકેક લઇ તેનું વર્ણન કરયે. **પાણી** શરીરના સર્વે અવયવોમાં એક અગત્યનો ભાગ બજાવે છે. તે શરીરમાં પુષ્ટિક પદાર્થોને ફેરવે છે, તથા નકામો પદાર્થ બહાર કાઢી નાખે છે. શરીરમાં પાચન ક્રિયા વિગેરે સર્વે ફેરફારો પાણીથી થાય છે તથા તેમાંથી રસ પેદા થાય છે. પાણી સર્વે ખોરાકની વસ્તુઓમાં ઓછા વધતા પ્રમાણમાં સમાએલું છે, અને તે આખા શરીરમાં બે ત્રતિઆંઉસ ભાગ કરતાં વજનમાં વધારે છે. અનાજ, કઠોળ, તરકારી, અને ફળફળાદીમાં પાણીનો મોટો જથ્થો સમાયલો હોવા છતાં, શરીરના અંદરના કારભારને તે પુરૂં પડી શકે એટલું નહીં હોવાથી, આપણને પાણી પીવું પડે છે. તરકારી અને ફળફળાદીમાં ૧૦૦ રતલે આસરે ૭૦ થી ૯૦ ટકા સુધી તથા અનાજ અને કઠોળમાં આસરે ૧૨ થી ૧૫ ટકા સુધી પાણી હોય છે. સુકો મેવો જેવો કે પીસ્તાં, બદામ, વિગેરેમાં અનાજ તથા કઠોળ કરતાંબી ઓછું પાણી હોય છે. પાણી પણ એક જાતનો ખોરાક છે. પાણી વગર જેમ ઝાડ કરમાઈને સુકાઈ જાય છે તેમ માનવિનું શરીર પણ પાણી વગર કરમાઈને સુકાઈ જાય છે. જ્યારે પાણી મનુષ્યના શરીરમાં એટલી બધી અગત્યતા ધરાવે છે, ત્યારે તે કેટલું સ્વચ્છ અને નિર્મળ હાલતમાં પીવાની જરૂર છે! પાણીને સ્વચ્છ કરવાની સૌથી સારી અને સેહેલી રીત એ છે કે એક સોજાં કોરીના ફુલના કુંદાનું નાકું વાદલાંથી બંધ કરવું. પછી કુંદામાં કોયલાનું એક પડ પાથરવું, જેની ઉપર સોઢી રેતીનું બીજું પડ કરવું, અને તેની ઉપર કાંકરાનું ત્રીજું પડ કરવું. આ પ્રમાણે ત્રણ પડ કીધા પછી તે કુંદામાં પાણી નામવું, અને કુંદાની નિચે રાખેલા વાસણમાં સ્વચ્છ થઈ પાણી તપકાય તે પીવું. જેમ પાણી વજનમાં હલકું તેમ તેને શ્રેષ્ટ ગણવું. હલકાં સ્વચ્છ પાણીથી ખોરાક જલદીથી જરપત થાય છે અને તંદુરસ્તી સુધરે છે. જે પાણી વજનમાં ભારે હોય છે તેમાં ઘણીએક પ્રકારની અસ્વચ્છતા સમાયલી હોય છે, માટે તેને ઉપર દર્શાવ્યા પ્રમાણે ગાળયા વગર પીવું નહીં. ખરાબ પાણી

**શરીરમાં અનેક પ્રકારની વ્યાધિઓ ઉત્પન્ન કરે છે, માટે પાણી ગાળયા વગર પીવું નહીં.**

**આલબ્યુમીનોઈદ** નામનો ચીકાશવાળો તત્વ જે માંસ બનાવનાર તરીકે લેખાય છે, તે મનુષ્યના શરીરમાં શું કામ બજાવે છે તે આપણે તપાસયે. આ અગત્યનો તત્વ શરીરનો બાંધો ખિલવે છે અને શરીરના ઘસારાની ખુટ માંસના રેષા બનાવી પુરી પાડે છે. શરીરના ઘણાંક ભાગોમાં નાઈટ્રોજીનસ નામની વસ્તુઓ મળી આવે છે, જે વળી મસ્તકમાં અને તંતુઓમાં (Nerve substance) વિશેષ હોય છે, તેને બનાવવાને કામે લાગે છે. આ તત્વથી શરીરને ચરબી મળે છે તથા તેમાં જે કારબન નામનો કોયલો હોય છે, તેમાંના થોડાક ભાગમાંથી ગરમી અને ગતિ મળે છે. કઠણ મેહેનત કરનારા અને અઠંગ કસરત કરનારાઓને આ તત્વના પુરતા જથ્થાની ઘણી અગત્ય છે. આ તત્વ અનાજમાં સેંકડે ૫ થી ૧૫ ટકા અને કઠોળમાં સેંકડે ૨૦ થી ૨૫ ટકા આવેલો હોય છે. તરકારી અને ફળફળાદીમાં તેનો જથ્થો થોડો આવે છે, પણ સુકા મેવામાં તેને જથ્થો તરકારી કરતાં વધારે હોય છે. માંસ ભક્ષ કરનારને આ તત્વ જેમ માંસના ખોરાકમાંથી મળેછે, તેમ વનસ્પતિ આહારીને આ તત્વ ઝાડપાનની વસ્તુઓમાંથી પુરતી રીતે મળી શકે છે. માત્ર ફેર એટલોજ કે માંસ ખાનારાઓ આ તત્વ મેળવવા સારૂ મુવેલાં પશુઓનું પોતાના પેટમાં કબરસ્તાન કરે છે, ત્યારે અન્ન ફળ શાક ખાનારાઓ આ અગત્યનો તત્વ માંસના ખોરાક કરતાં ત્રણ ગણી સસ્તી કિમતે ઝાડપાનની કુદરતી પેદાએશમાંથી મેળવે છે.

**સ્તાર્ચ** નામનો તત્વ સફેત મેદા જેવી ચળકતી ભુકી છે. મનુષ્યના શરીરમાં ગતિ પેદા કરનાર તથા ગરમી આપનાર તરીકે આ તત્વ કામે લાગે છે. ખોરાકની જુદી જુદી વસ્તુઓમાં ગતિ તથા ગરમી આપનારા બીજાં તત્વો કરતાં સ્તાર્ચ વધારે અગત્યતા ધરાવે છે. એક રતલ સાબુચોખા, આરારોટ, તાપિઓકા, અને કોર્ન ફ્લોરમાં ૮૩ ટકા સ્તાર્ચ આવેલો છે; આ જણસોની કાંજી પર બચ્ચાંઓનો ઉધરભાવ સારો થતો નથી, અને તેઓ કરકટી દેખાવના બને છે. જે ખોરાકની વસ્તુઓમાં ગરમી તથા ગતિ આપનારો આ તત્વ વિશેષ આવેલો હોય અને લોહી, માંસ, તંતુઓ, તથા હાડકાં બનાવનારા તત્વો ઘણાંજ થોડાં આવેલાં હોય, તેવો ખોરાક ખાઇ યા ખવડાવી તેમાંથી પુષ્ટિ મેળવવાના ફોકટ ફાંફાં મારવાં નહીં. આ તત્વવાળી કેટલીક જણસોમાં ખાંડ, ગુંદર, તથા ડેકસટ્રિન નામના બીજાં તત્વો આવેલાં હોય છે, જે પણ શરીરને ગરમી તથા ગતિ આપવાને કામ લાગે છે. ફળફળાદી, મેવા વિગેરે વનસ્પતિમાંથી તેલ ચરબી અથવા

ચીકાશનો પદાર્થ પુષ્કળ મળી આવે છે. આ ચીકાશવાળા પદાર્થથી શરીરનો બાંધો બંધાતો નથી, પણ તે સ્તાર્ચ કરતાં અઢી ગણી વધારે શરીરમાં ચૈતન્ય શક્તિ, ગરમી અને ગતિ ટેકવી રાખવા સારૂ કામે લાગે છે. જ્યારે આ પદાર્થ પ્રવાહી રૂપમાં હોય છે ત્યારે તેને તેલ, અને નક્કર રૂપમાં હોય છે ત્યારે તેને ચરબી કરી કહેવામાં આવે છે. આ ચરબીના પડ મનુષ્યની ચામડી નિચે આવેલાં હોય છે; તે શરીરની ગરમીને અંદર રાખે છે, અને જ્યારે ખોરાક લેવામાં આવતો નથી, ત્યારે તે શરીરમાં ગરમી, ગતિ અને ચૈતન્ય પુરી પાડવા સારૂ પાછાં લોહીમાં ચુસાઇ જાય છે. માંસના ખોરાકની માફક મલાઇ, માખણ, કોપરૂં, ભોંયશીંગ, બદામ, પસ્તા, અખરોટ વિગેરેમાં તેલ યા ચીકાશનો તત્વ વિશેષ આવેલો હોય છે.

**નીમક** એ એક નક્કર ખનિજ પદાર્થ છે, જે ખોરાકમાં ઉમેરી લોકો ખાય છે. વનસ્પતિમાં આ નક્કર ખનિજ પદાર્થ નથી, અને જો હોય છે તો તે થોડીજ અથવા નામની હોય છે.

**ખાર** એક જાતનો હોતો નથી. પોટાશ નામનો ખાર ઘણીક લીલી તરકારીઓમાં હોય છે, અને ફોસફેટ નામનો ખાર ઘણીક ફળફળાદી અને અનાજ કઠોળ વિગેરેમાં હોય છે. પોતાશ નામનો ખાર ચૈતન્ય શક્તિ અથવા ઉશકેરનારો ગુણ ધરાવે છે. તેને થોડા પ્રમાણમાં લીધો હોય તો ફાયદો કરે છે; ઘણા પ્રમાણમાં લીધો હોય તો બેશક ઝેર ચઢાવી મરણ નિપજાવે છે. ફોસફેટ ઓફ લાઇમ એટલે ચુના જેવો ખાર જે હંમેશાં નહાના જથ્થામાં કારબોનેટ ઓફ લાઇમ વિગેરેના તત્વો સાથ ભેળાયલો આવે છે, તે હાડકાં અને દાંતો બનાવવા તથા તે બનાવ્યા પછી તેને કૌવત આપવા સારૂ કામે લાગે છે; એટલુંજ નહીં પણ આ ખારથી શરીરના બીજા તંતુઓ બને છે. આ ઉપયોગી અને અગત્યનો ખાર અનાજ, ફળફળાદી વિગેરેના છલતાં યા છાલ આગળ ઉપલા ભાગમાં સમાયલો હોય છે, તેને મનુષો અજ્ઞાનપણે નિરૂપયોગી વિચારી ફેંકી દે છે, જેથી હાડકાં અને દાંતોને પુષ્ટિ મળતી નથી. હાડકાં અને દાંતો જેને જઈફી સુધી પુર તંદુરસ્તીમાં રાખવાં હોય, તેને (Brown bread is the staff of life. White bread is broken stick.) આ ઇંગ્રેજી કહેવત ધ્યાનમાં રાખી વર્તવું, નહીં તો દાંતના દરદોથી હલાક તથા ૩૦–૪૦ વરસની ભર જુવાનીમાં બોખા થવાને તૈયાર રહેવું. British Dental Association નામની વિલાયતમાં મંડળી છે, તેને જુવાનીમાં દાંતો કહોઈને પડી જવાનું કારણ નિચે મુજબ આપ્યું છે.

The unsoundness and early loss of teeth now so common, is

largely due to the absence of phosphatic aud bone forming material in the fine white bread which is generally eaten.

જુવાનીમાં દાંતો તુટી પડવાનું તથા કહોઈ જવાનું જે હાલ સાધારણ થઈ પડયું છે, તે મુખ્યત્વે કરીને સફેત પાંઉ યા રોટી ખવાય છે, જેમાં (ફોસફેટીક) એટલે ચુનાવાલો ખાર અને હાડકાં બનાવનારો પદાર્થ નહીં હોવાના કારણે મોટે ભાગે થાય છે. ઉંડાનમાં ઉતર્યા વગર વાંચનાર સેહેલથી સમજી શકે એવું બ્યાન ખોરાકમાં આવતા જુદાં જુદાં આગત્યના તત્વોનું કર્યા પછી હવે તપાસયે કે એક ઘઉંના દાણામાં શરીરને ગરમી અને ગતિ આપનારાં તત્વો, માંસ પેદા કરનારાં તત્વો, તથા દાંત, હાડકાં અને તંતુઓ બનાવનારાં તત્વો કીયા ભાગોમાં સમાયલાં હોય છે.

ઘઉંના દાણાના મધ્ય ભાગમાં મધપુડાના જેવા સુરાખોની હાર હોય છે, જેમાં આવેલા સફેત મેદાની ભુકીને સ્તાર્ચ કરી કહે છે. આ તત્વથી શરીરને ગરમી તથા ગતિ મળે છે. આ તત્વની આસપાસ પીળા રંગની સુરાખની હાર છે, જે માંસ પેદા કરવામાં ઉત્તમ ગુણ ધરાવે છે. વળી એની આસપાસ ૬ બારીક ચામડીનાં પડો આવેલાં છે, જે જુદા જુદા અગત્યના ખારોથી ભરપુર છે. આમાં પોતાશ તથા ફોસફેટ વિગેરે નામના ખારો આવેલા છે, જે હાડકાં અને દાંતો બનાવવાને તથા ભેજાંની શક્તિ અને બદનના તંતુઓને પુષ્ટિ આપવાને કામે લાગે છે. આટલી બધી ડાહાપણથી મનુષ્યના ફાયદા અને પોષણ અર્થે પેદા કીધેલો અનાજનો કુદરતની ખુબીના અજ્ઞાન માણુસો કેવો કઢંગો ઉપયોગ કરે છે તે જુવો. ભેજાંની અને બદનના તંતુઓની શક્તિ વધારવા, તેમજ હાડકાં અને દાંતોને પુષ્ટિ આપવા સારૂ જે ૬ બારીક ચામડીના પડો ઘઉંના ભાગ પર આવેલાં છે, અને જે ખનિજ પદાર્થો, પોતાશ તથા ફોસફેટ નામના અતિ ઉપયોગી ખારોથી ભરપુર છે, તેને ભુંસા યા થુલાં તરીકે નકામો સમજીને ચાળી કાઢી ફેંકી દેછે. આ થુલાંમાં વળી દુધ જેવો તત્વ અને ચીકાશ જે માંસ બનાવા સારૂં આવેલો છે, તે પણ ઘસડાઈ જાય છે. થુલાંમાં પુષ્ટિકારક તત્વો આવેલાં છે એટલુંજ નહીં, પણ તેની અંદર (Cerealin) "સીરીએલીન" નામની એક ચમત્કારિક વસ્તુ છે, જે ખોરાકને પાચન કરવાની શક્તિ ધરાવે છે, અને તે (Maltine) "મૅલતાઈન" નામની દવાને મળતી આવેછે. અજ્ઞાન માનવિ તે મહાજ્ઞાની જગત કર્તાની ખામી કાઢવા બેસે છે, અને તેના ભલાને અર્થે ઘઉંમાં સમાવેલા આ સર્વ તત્વોને તે જુદા પાડે છે, તથા થુલાંને અવગુણકારક તથા નકામો સમજીને ફેંકી દેછે, અને બાકી રહેલા મેદાના સફેત પાંઉ યા સફેત રોટી બનાવી ખાવાને પસંદ કરે છે. તેને

ખબર નથી કે ડાકટરો એજ થુલાંમાંથી તત્વ ખેંચી કાઢી, તેને બીજું નામ આપી, શક્તિ લાવવા સારૂં તેને કેટલીક વખતે એજ જણુસ આખરે ખવાડે અથવા પીવડાવે છે. ઉપર કહેલી છ બારીક ચામડીમાંનું સૌથી ઉપરનું પડ સેહેલથી પાચન નહીં થઈ શકતું હોય તો ધઉંને થોડોવાર પાણીમાં ભીંજવી રાખી તે કાઢી નાખી શકાય છે, અને આ પ્રમાણે કર્યાથી બાકી રહેલાં પુષ્ટિકારક તત્વો બચે છે.

---

## શું ખાવું અને શું નહીં ખાવું.

માંસ ખાનારાઓને શાક ભાજી વગર મુદ્દલ ચાલતું નથી. તેઓને ડાકટર ફરમાવે છે કે માંસની સાથે શાક ભાજી ખાવી, નહીં તો (Scurvy) "સ્કરવી" એટલે રક્તપિત જેવું એક દરદ તેઓના શરીરપર ઉભરાઇ આવશે. આ દરદ ઉભરી આવવાનું કારણ ડાકટરો દેખાડે છે કે માંસમાં (Starch Sugar) સ્તાર્ચ મિઠાસ નામના મનુષ્યના પોષણ અર્થે અગત્યના તત્વોની ગેરહાજરીથી છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે કુદરતની નેમ મનુષ્યને માંસના ખોરાક ઉપર ઉધારવાની નથી; જો તેમ હોત તો તેના પોષણ અર્થે માંસના ખોરાકમાં આ ઉપયોગી તત્વોની ખુટ કુદરતે રાખી નહીં હોત. વનસ્પતિપર રહેનારાઓથી માંસ વગર સહેલાઇથી જીવી શકાય છે, પણ માંસ ભક્ષ કરનારાઓથી વનસ્પતિનાં ખોરાક વગર સહેલાઈથી રહી શકાતું નથી. એકલો વનસ્પતિનો ખોરાક જ્યારે સલામતી ભરેલો છે, ત્યારે એકલો માંસનો ખોરાક સલામતી ભરેલો નથી. માંસને ભુંજતી વખત જે દુરગંધી નિકળે છે તે મનુષ્યના મુડદાંને મસાણ કાંઠે અગણીદા કરતી વખત નિકળતી બદબોને મળતી આવે છે, પણ મસાલાઓ વિગેરેમાં આ દુરગંધી ઢંકાઈ જાય છે. તરેહવાર જાતની શાક ભાજી અને મસાલાઓથી માંસનો ખોરાક લેહઝટ આપે છે અને જુદી જુદી જાતોની તરકારીઓની ભેળથી માંસના જુદાં જુદાં વાનાઓ ઓળખાય છે; પણ શાક ભાજી વગરતો એકનું એક માંસજ ચવાયા કરે છે. માંસ હારીઓનો ઘણો મોટો ભાગ દહીં, દુધ, માખણ, તથા, કઠોળ, અન્ન, ફળ, શાક પર પોખાય છે, કારણ કે માંસ ઘણું મોંઘું હોવાથી, તે ખરીદીને ખાઇ શકવાની તેઓને જોગવાઈ મળતી નથી. દુનિઆની વસ્તીનો પોણો ભાગ ઉપરાંત દહીં, દુધ, માખણ, ઘી, છાસ તથા વનસ્પતિ પદાર્થો પર માંસના ખોરાક વિના પોતાનો નિર્વાહ કરે છે, એવું સત્તા ભરેલી રીતે જાહેર થયું છે. માંસના ખોરાકમાં એવા કોઇ તત્વો નથી કે જે વનસ્પતિ પદાર્થોમાંથી મળી નથી આવતા.

ઘોડો, હાથી, ઉંટ, ખચ્ચર, બલદ વિગેરે જાણુવરો વનસ્પતિ ખોરાક ખાઇ પોતાના શરીરમાં લોહી તથા બળ પેદા કરે છે, અને એજ ખોરાક આખા દિવસની કઠણ રગડ કરવાને તેઓને શક્તિવાન કરે છે. આ મેહેનતુ, ઉદ્યોગી અને નિમક હલાલ પશુઓને મટન ચાપ અથવા શેરવાની કોઇબી દિવસે અગત્ય પડતી નથી. અનાજોમાં બાજરી, જુવાર, મકાઈ વિગેરે ચોખા કરતાં વધારે પુષ્ટિદાર ખોરાક છે, તોપણ મુંબઈમાં પારસીઓ તેને મુદ્દલ વાપરતા નથી, અને માંસ વિના બીજું શું ખાવું, શું ખાવું, એવો પોકાર ઉઠાવે છે. તુવર, મગ, મસુર, સફેત વટાણા, ચણા, અડદ વિગેરે કઠોળો માંસ કરતાં વધારે કૌવત આપે છે. તેમજ આ કઠોળો માંસ કરતાં ત્રણ ગણી સસ્તી કિમતે મળે છે; પણ તેને જુદા જુદા રૂપમાં પકાવી ખાવાને માંસ હારીઓને ખબર નથી. વિદ્વાન રસાયણ શાસ્ત્રી લીબીગે દર્શાવ્યું છે કે આખા ઘઉંમાંથી બનાવેલી રોટીમાં માંસ કરતાં ૬૦ ટકા, અને સફેત રોટી કરતાં ૨૦૦ ટકા વધારે ફોસફોરસ નામનો ખાર આવે છે. આ ખાર ભેજાને શક્તિ આપેછે, તથા હાડકાં, દાંત, અને શરીરના તંતુઓને બનાવવા કામે લાગે છે. સેંકડો જાતની લીલી અને સુકી તરકારીઓ ઓછા વધતા પ્રમાણમાં કૌવટ આપે છે, તથા એમાંની કેટલીએક ચીજ માંસના ખોરાક કરતાં વધારે પુષ્ટિ આપે છે, તથા ત્રણ ગણી વધારે સોંઘી મળે છે. દહીં, દુધ, છાસ, મલાહી, માખણ આ જાનવરી પદાર્થ હોવા છતાં, તે ખાવામાં અડચણ નથી, કારણ કે તે મેળવવાને પશુઓની હીંસા કરવામાં આવતી નથી. મનુષ્યના શરીરને પુષ્ટિ આપવાને દુધનો પદાર્થ કાંઈ કમ નથી. દુધના ઉત્તમ ખોરાકમાં પુષ્ટિ આપનારા જુદાં જુદાં તત્વો સરખા પ્રમાણમાં સમાયલાં છે. પારસીઓમાં ઘણાંકોની ફરિયાદ એ છે કે તેઓને દુધ પચતું નથી. તેના કારણો તપાસયે. પ્રથમ સારૂં દુધ મુંબઇમાં કેઠે મળતું નથી. ઘણાંક ગવળીઓ પોતાના જાનવરોને ઘોડાની સુકવેલી લીદ અથવા ઘોડાના બિછાનાનું મુતરથી રદ થયલું ઘાસ ખવાડે છે તથા દુધમાં પાણીની ભેળસેલ કરે છે, માટે સર્વને ઘટારત છે કે પોતાને ઘર ગાય પાળવી. લાચારીએ ગાયને કોઇ દિવશે કાઢી નાખવી પડે તો તે કસાઇને હાથ જાય નહીં, તેની ઘણીજ સંભાળ રાખવી. ગોચરણ એટલે જાનવરોને ચારો ચરી ખાવાને ખુલ્લી જગા મળતી નથી. જેટલું ગાયનું દુધ હલકું અને ગુણગારૂં છે, તેટલું ભેંસનું દુધ હલકું અને ગુણગારૂં નથી. જંગલમાં ચરતી ગાય યા ભેંસ પોતાના મન ગમતો ચારો ખાય છે, તેમાં વળી કેટલીક જાતના ઔષધિ પાલાઓ તથા જડિબુટ્ટિ આવે છે. ઘરમાં બાંધી રાખેલી ગાય યા ભેંસ ગમે તેવો પણ ઊંચી પ્રકારનો ખોરાક ખાય, પણ તેનું દુધ જંગલમાં ચરતી ગાય યા ભેંસના દુધ કરતાં ગુણમાં ઉતરશે, તથા

પાચન થવામાં તે ભારી થઈ પડશે. દુધ એકદમ પ્યાલામાંથી ગટ ગટ અથવા એક્રીતાંસે પી જવા કરતાં જો ચમચી ભરી ભરીને પીયે તો દુધ નહીં પચવાની ઘણાઓની ફરિયાદ દુર થાય. શરૂઆત ા શેર દુધથી કરવી. દુધ હજમ કરવાને બદામ ઘણી સારી મદદ કરે છે. બદામનો ભુકો કરી દુધમાં નાખી પીવું અથવા તો દુધ પી રહીને ઉપરથી થોડીક બદામ ખાવી, જેથી દુધ જરૂર હજમ થશે. દુધ યા દહીં સાથ બાજરીની સુકી રોટલી અથવા (Whole-mebl bread) એટલે ઘઉંમાંથી થુલાંનો ભાગ ચાળી નાખ્યા વગર બનાવેલી રોટી **શેકીને** ખાધી હોય તો શરીરમાં ઘણી કૌવત આવશે. હિંદુઓ સવારના સાત વાગે બાજરીનો ઢેબરો અને દહીં ખાઈ પોતાના કામે ધંધે જતા નજરે પડે છે, ત્યારે સેંકડો પારસી મરદો તથા બાનુઓ સવારના ચાયનો દુવાસકો પી હાથમાં દવાઈના સિસાઓ પકડી ડાકટરોને ઘર જતાં નજરે પડે છે. આ કેવી ખેદકારક સરખામણી અને દયા ઉપ-વનારો દેખાવ!! ઉપર દર્શાવેલા ખોરાકની જણસો ઉપરાંત સેંકડો જાતના મેવાઓ અને ફળફળાદી જે મનુષ્યના પોષણ માટે કુદરતની અવલ બક્ષીસ તરીકે ઝાડોપર પાકીને ખાવા સારૂ ઝુલઈ રહેલા છે, તે માંસહારીઓને ખાવાનું મુદ્દલ સુઝ પડતું નથી, અને માંસ વિના બીજું શું ખાવું, શું ખાવું, એવો જંગી પોકાર ઉઠાવતા ફરે છે. મેવા અને ફ્રૂટને ખોરાકના એક ભાગ તરીકે દિવસના ખાવાની જરૂર છે. બીજી વસ્તુઓથી પેટ ભરી ફક્ત શોખને ખાતર રાતના સુતી વખતે તે ખાવામાં ગેરલાભ થાય છે. શેરડી જેવી નિરોગી, સસ્તી અને અમરટથી ભરેલી વસ્તુને કેટલા થોડાઓ ઉપયોગ કરે છે? માંસહારીઓ જેટલી શાકભાજી દરરોજ ચગળી જાય છે, તેનો અરધો ભાગબી અન્ન ફળ શાક ખાનારોઓ ખાતા નથી. કેટલાક પારસીઓ જેટલું અચાર ખાય છે, તેટલીજ શાકભાજી અન્ન ફળ શાક ખાનારાઓ ખાય છે. વનસ્પતિ પર નિર્વાહ કરનારાઓ પોતાનો મુખ્ય આધાર તરેહવાર જાતના અનાજો અને કઠોળો પર રાખે છે, જેને તેઓ જુદા જુદા રૂપમાં વખતે વખત પકાવી તેની ઉપર સુખશાંતીથી થોડા ખરચે સાદા ખોરાક પર પો-તાનું ગુજરાન કરે છે. સવારના દુધ પાંઉના ચાલુ ખોરાકથી ઘણા થોડા અણુજાણ્યા હશે. બપોરના સાદું પાંઉનું પુડીંગ એ વળી સસ્તો, નિરોગી અને કડાકુટ વગરનો ખોરાક છે. ઓટમિલ અથવા ઘઉંનું પોરીડજ જેમ બચ્ચાં-ઓને તેમજ ઉમરે પુગેલાં માણસોને સસ્તો, કૌવતીદાર અને લેહઝત આ-પનારો ખોરાક છે, તેને ભુલવો નહીં જોઇએ. પાંઉ સાથે ફળફળાદિનો ખો-રાક પેટનો ખાડો પુરતી રીતે ભરશે, તેમજ પાણીની તરસ મટાડશે. શાક ભાજી સાથે ઘઉંની વણેલી રોટી એ કાંઈ ઓછીતાકાતવાળો ખોરાક

નથી. બે ચાર જાતની ભેગી તરકારીનો રસ બનાવી તેમાં પાંઉ બોળી ખાધાથી ભુખ મટશે. રતાલો કંદ, કમોદીઓ કંદ, ગ્રીન પીસ, ફ્રેન્ચ બીન્સ, સુરન, ભીંડા, ચોળા, મસુર વિગેરે તરેહવાર તરકારી તથા કઠોળનો બનાવેલો લહેજતદાર તેમજ કૌવતીદાર સેરવો, માંસમાંથી બનાવેલા સેરવાને ટક્કર મારે છે. જેને શાકભાજી ખાવાપર ઝાઝો ભાવ નહીં હોય તેને આ પ્રમાણે વનસ્પતિ પદાર્થમાંથી રસકસ ખેંચી કાઢી ખાવાને સેહેલ થઈ પડશે. માંસમાંથી બનાવેલા સેરવાનું ભોપાળું આગળ આપેલા ડાકટરોના અભિપ્રાય ઉપરથી માલમ પડશે. બાપદાદાથી ખવાતું આવેલું ધાન દાળ ને ઘી તથા ખીચડી પાલો, એ વળી આપણા દેશીઓનો સાધારણ ખોરાક છે. દાળને પાણી જેવી પાતળી બનાવવા કરતાં, તેને ખડી રાખીને ચાવલ સાથે ખાવી વધારે સારી છે. ખીચડીમાં તુવરની દાળને બદલે મગની દાળ પણ નખાય છે. કચ્છી મગ જેમ મજબુત તેમ પાચન થવામાં હલકો છે. મગની દાળમાં બીજો સારો ગુણ એ છે કે તે ઘી પી જાય છે, એટલે તેની ઉપર રેડેલું ઘી તરી આવતું નથી. મગની દાળ અને ઘઊંની રોટીપર પૂરબૈયા સીપાઇઓ જીવે છે, અને વનસ્પતિ ખોરાકપર નિર્વાહ કરી, તેઓ ઇંગ્રેજ સરકારને પારકા મુલકના રાજ્યો જીતાવી આપે છે. આ ઉપરાંત બીજી વનસ્પતિના ખોરાકની વાનીઓ સાંકળિયું વાંચી જોવાથી માલમ પડશે.

માંસનો ખોરાક પ્રાણહત્યા કીધા વિના મળી શકતો નથી, માટે તે નહીં ખાવો, કારણકે માનવી જાતનો સૌથી ઉત્તમ ધર્મ એ છે કે કોઈના પણ જીવને દુખ નહીં દેવું. વળી માંસનો ખોરાક વનસ્પતિ ખોરાક કરતાં મોંઘો પડે છે તથા માંસના ખોરાકમાં શરીરના પોષણ અર્થે જોઈતાં સર્વે તત્વો આવેલાં નથી; આ ઉપરાંત તે મનુષ્યના શરીરમાં બેસુમાર વ્યાધિઓ ઉત્પન્ન કરે છે. ઘણીએક વખત માંસહારીઓના શરીરનો બહારનો દેખાવ તંદુરસ્ત માલમ પડે છે, પણ તેઓનો અંદરનો સાંચો બગડી ગયલો અથવા સડેલો હોય છે. આવા બહારથી તંદુરસ્ત દેખાવના માણસોના અકાળ મૃત્યુના ઓચિન્તા સમાચાર સાંભળી આપણને ખેદ ઉપજે છે.

સર રીચરડ ફીલીપ્સ ઇંગલંડ, વેલ્સ, સ્કાટલંડ અને આયરલંડની ચાર કરોડ પંચોતેર લાખ એકર ખેતી કરવા લાયકની જમીનની ગણત્રી આપી જણાવે છે કે આ બોહોળા વિસ્તારની જમીન વનસ્પતિની પેદાએશથી પચીસ કરોડ માણસોનું પોષણ કરી શકશે, પણ જો વનસ્પતિના ખોરાક સાથે માંસનો ખોરાકબી ભેગો જોઈએ તો ઉપલી જમીન માત્ર આઠ કરોડ માણસોનુંજ પોષણ કરશે. પાંચ છ માણસોનાં એક કુટુંબને

વનસ્પતિ ખોરાકથી પેટ ભરવાને જ્યારે એક એકર જમીન પુરતી છે, ત્યારે વનસ્પતિ અને માંસનો ભેગો ખોરાક ખાવા માટે ઉપલા કુટુંબને ત્રણ એકર જમીન જોઈશે. અમેરીકા ખાતે સીનસીનાતિ ગામમાં નિચે દર્શાવ્યા મુજબ એક ખાસ ગણત્રી કરવામાં આવી હતી. ત્યાં ડુક્કરોને ખવાડવાને જેટલા વજનનો ઓટમિલ નામનો અનાજ ખપ્યો હતો તેનો તોલ અને તેજ ડુક્કરોમાંથી માંસ વિગેરેનો જેટલા વજનનો ખોરાક નિપજ્યો હતો તેનો તોલ સાથે સરખાવતાં એવું માલમ પડયું કે માંસનો ખોરાક જેટલા માણસોને પુરો પડયો હતો, તેના કરતાં **ચાર** ગણાં વધારે માણસો ડુક્કરોએ ખાધેલા અનાજપર પોતાનું ગુજરાન કરી શકતે. વળી કેલીફોરનિયા દેશમાં ગણત્રી કાઢતાં એવું માલમ પડયું છે કે ત્યાંની એક એકર જમીનમાંથી ૧૮૦૦ રતલ ઘઊં એક વરસમાં ઉત્પન્ન કરી શકાય છે, ત્યારે એટલીજ મુદતમાં અને એટલીજ જમીનમાંથી માત્ર ૧૮૦ રતલ માંસનો ખોરાક જાનવરોની મારફતે નિપજાવી શકાય છે.

કુદરતની નેમ મનુષ્યોને વનસ્પતિના ખોરાકપર ઉધારવાની છે, તે ઉપલા દાખલાઓથી સિદ્ધ થાય છે. આપણે આગલ જણાવી ગયા કે દુનિયાની વસ્તિનો પોણો ભાગ ઉપર માંસના ખોરાક વગર જીવી શકે છે, તેને પણ ઉપલા દાખલાઓથી ટેકો મળે છે. આ દાખલાઓમાં મુંબઈ ઈલાકાનો દાખલો ઉમેરિયે. મુંબઈની દસ લાખ માણસોની ગંજાવર વસ્તિને સારૂ વાંદરાના કસઈવાડા ખાતાનો ઉપરી મી૦ ડબલ્યુ સૅાન્ડર્સ તા૦ ૩૧ મી જુલાઈ ૧૮૮૯ ને દિને આ પોથીના પ્રગટ કરનારને લખી જણાવે છે કે "વાંદરાના કસઈવાડામાં આખા વરપની સરાસરી લેતાં દરરોજ ૫૫ ગાયો, ૧૫ બલદો, ૯ ભેંસો અને ૧૩૦૦ બકરાં મેંઢાં કપાય છે. કમીસેરિયટ ખાતા સારૂ દરરોજ ૩ ગાયો તથા અઠવાડિયામાં વારા ફરતી એક વખત ૩૫ બકરાનો વધ થાય છે, અને આ ઉપરાંત અઠવાડિયામાં વારા ફરતી એક બે બકરાંનો જુદો વધ થાય છે." ઉપલાં પશુઓની કતલથી જે માંસ વિગેરેનો ખોરાક નિપજે છે તે નિચે મુજબ છે. ગાય બલદોમાંથી ૨૧૯૦૦ રતલ, બકરાં મેંઢાંઓમાંથી ૫૨૨૦૦ રતલ, અને ભેંસોમાંથી ૪૫૦૦ રતલ. આ બધાનો કુલ સરવાળો ૭૮૬૦૦ રતલ થાય છે. આ સંખ્યામાં સુકાં તથા તાજાં માછલાં અને મરઘાં બટકાં જે માંસહારીઓના ખોરાક તરીકે ખપે છે તેનો આંકડો આસરે ૨૧૪૦૦ રતલનો ઉમેર્યે તો માંસની ખોરાકીનો એકંદર સરવાળો ૧૦૦૦૦૦ રતલનો થાય છે. આ એક લાખ રતલ નજીસ માંસનો ખોરાક મુંબઈ ઈલાકામાં વસ્તાં દસ લાખ માણસોને પુરો પડી

શકે એટલો નથી. ઘણામાં ઘણોતો એક બે લાખ માણસોને તે થોડો ઘણો કરી પુરો પડી શકે. આ ઉપરથી અનુમાન કરવાને સેહેલ થઈ પડે છે કે મુંબઈની પોણો ભાગ ઉપરની વસ્તિ જ્યારે અન્ન ફળ શાકના કુદરતી ખોરાકપર નિર્વાહ કરી પુર તંદુરસ્તીમાં રહી શકે છે, ત્યારે બાકી રહેલાં મુઠ્ઠીભર આદમીઓ પણ વગર અડચણે તેમ રહી શકે. આ પ્રમાણે હોવાથી શા માટે આ પરોપકારી, ગુણવંત અને નિરપરાધી પ્રાણીઓનો આ મુઠ્ઠીભર આદમીઓ સારૂ માઠો ઉપયોગ થવો જોઈએ? શા માટે આ પ્રાણીઓના લોહીથી માનવીઓએ પોતાના હોઠો ખરડવા જોઈએ? બકરાં મેંઢાં જેવા ન્હાના પશુઓના વાળ અને દુધથી મનુષ્યોને સુખ મળે છે. ગાય બેલ જેવાં મોટાં પ્રાણીઓ હળ ખેંચી જમીનમાંથી અનેક પ્રકારનો ખોરાક મનુષ્યો માટે ઉત્પન્ન કરે, ગાડીમાં જોતરાઈ મનુષ્યોનું આખો દિવસ વહિતરૂં કરે, સેવક અથવા મિત્રની માફક મનુષ્યોનો હંમેશાં વિશ્વાસ અને પ્રેમ કરે, જ્યાં બાંધિયે ત્યાં બંધાય, જ્યાં ચલાવિયે ત્યાં ચાલે, જ્યાંથી હઠાવિયે ત્યાંથી હઠી જાય, જંગલમાં ઘાસ પાતરાં ચરી નિરોગી અને અમૃત જેવો દુધનો ખોરાક આપવા દરરોજ પોતાના મથકપર આવી ઉભાં રહે, અને એ ખોરાક વડે મનુષ્યોનાં બુદ્ધી, બળ અને પરાક્રમ વધે તથા સુધરે, વળી જેઓના મુવા પછી તેઓના શરીરપરનું ચામડું પણ મનુષ્યોના પગની કાંટા, કિડા, કિચડ વિગેરેથી રક્ષા કરે તથા જેનું સર્વસ્વ રાજાથી રંક સુધી સર્વે વાપરી સુખ પામે, આવા વાચા વગરના ગુણવાન અને પરોપકારી પ્રાણીઓની કતલ કરવા અથવા કરાવવામાં જે કોઈ ભાગ લઈ જગતના સંસારની હાની કરે, તેના જેવો બુદ્ધિહીન અને મહાપાપી બીજો કોઈ નથી.

આ વિષય બંધ કરવા આગમચ વનસ્પતિનો ખોરાક પકાવવાની બાબતમાં બે બોલ લખેલા નકામા નહીં ગણાશે. ચોખાને પાણીમાં બાફતી વખતે તેમાં જે કાંઈ પુષ્ટીક તત્વનો ભાગ છે, તે ગળી પડેછે, અને બફાયા પછી વધેલું પાણી ફેંકી દીધાથી તેની સાથે પુષ્ટિક તત્વ પણ ધસડાઈ જાયછે. આનો અટકાવ નિચે લખ્યા મુજબ કરવાથી થશે. ચોખા બફાઈ રહે એટલુંજ પાણી રેડી બાફણે મુકવાથી પાણી વધશે યા ઘટશે નહીં. અટકળે પાણી નામવા કરતાં ચોખાની સપાટી પર હાથનું પેહેલું આંગલુ રાખી તે બરાબર જે પાણી નામ્યું હોય તો એટલાંજ પાણીમાં ચોખા બફાઈને બરાબર તૈયાર થઈ રહેશે. પણ આ રીત કરતાં ચોખાને બાફણે બાફવા વધારે સારા છે. તરકારીની છાલ છોલીને પાણીમાં બાફવાથી

એક ગેરફાયદો એ થાયછે કે તેમાંનાં પૌષ્ટિક તત્વો પાણીમાં ધોવાઈ જાયછે અને બીજો ગેરફાયદો એ થાયછે કે તરકારીમાં પાણીનો ભાગ દાખલ થઈ તેને બેસ્વાદ કરી નાખે છે, માટે બનતાં સુધી હંમેશાં છાલ સાથે તરકારીને બાફવી અને પછી છાલ કાઢી નાખવી. તરકારીને પાણીમાં બાફવા કરતાં તેને બાફણે બાફવી અથવા ભેભરટમાં ભુંજવી વધારે સારી છે. તરકારીમાં સારીપેઠે પાણી નાખીને પછી ખાંડી બંધ લાકડાં બાળીને ઉકાળવાની માઠી રસમ પારસીઓમાં સાધારણ થઈ પડી છે. આ પ્રમાણે પકાવેલી તરકારીનો સ્વાદ તદન ફેરવાઈ જાય છે, અને તે ફિક્કી કુચા જેવી લાગે છે, તેથી ખાવા ગમતી નથી. ઘણી ખરી તરકારીઓમાં પાણીનો ભાગ કુદરતી રીતે વિશેષ આવેલો હોય છે, માટે પકાવતી વખતે તેમાં પાણી નાખવાની બિલકુલ જરૂર નથી. પાણી રેડીને તથા પાણી રેડયા વગર પકાવેલી તરકારીના સ્વાદમાં સેંકડે પોણોસો ટકાનો ફેર પડે છે. ધકધકતું બળતું કરવાથી તરકારી ચડી રહે તે આગમચ તેમાંનું પાણી જલદીથી બળી જાય છે, પણ જો ધીમાં અંગારે અથવા ધીમી આંચે તેને પકાવી હોય તો, તરકારીમાંનું છુટેલું પાણી ધીમી રીતે બળે, અને તે સુકાઈ જાય એટલામાં તરકારી પણ સીજીને મસ્કા જેવી નરમ થાય. ઢાંકણુપર પાણી આપવાની રીત સારી છે, અને અગત્ય પડવે તે પાણી અંદર નાખવું. તપેલી ઉપરનું ઢાંકણુ ચપટ બેસતું જોઈએ કે જેથી બાફ બહાર નિકળી જાય નહીં. પાણી રેડયા વગર પકાવેલી તરકારીનો સ્વાદ જરૂર દાંતે વળગશે. માંસહારીઓએ આ રીત જરૂર અજમાવી જોવી.

ધાતુના વાસણ કરતાં માટીના વાસણમાં પકાવેલા ખાનાંનો સ્વાદ વધારે સારો લાગે છે. કોઠીના પડ કીધેલાં (Enamelled) લોખંડના વાસણો વિલાયતથી આવે છે, તેમાં પકાવેલું ખાણું પણ સ્વાદદાર બને છે.

પાસે આપેલા કોઠામાં હિંદુસ્થાનમાં પાકતા તબનસી યા કાઠા ઘઉંનું પૃથકરણ નથી, જે વિલાયતી સફેત નરમ ઘઉં કરતાં પુષ્ટિકારક તત્વોમાં ઘણે દરજ્જે ચઢે છે અને લગભગ ઓટ નામના અનાજને મળતો આવે છે. તુઅર, મગ, ચણા તથા અડદ જેવા કઠોળોનું પૃથકરણ પણ નીચલા કોઠામાં નથી આપ્યું, જે તત્વોમાં લગભગ મસુરની બરાબર ઉતરશે. આ કોઠામાં આપેલા આંકડાંની સમજ એ છે કે કોઈ વસ્તુના ૧૦૦ ભાગ પાડયા હોય તેમાં પુષ્ટિ આપનાર કેટલો ભાગ, ગરમી તથા ગતિ આપનાર કેટલો, ચીકાસ આપનાર કેટલો વિગેરે માલમ પડે છે. માંસની વસ્તુમાં બીજા પુષ્ટિ આપનારા તત્વો કરતાં ચરબી તથા પાણીનો ભાગ વિશેષ દિસે છે, પણ આ વિલાયતી માંસ કરતાં હિંદુસ્થાનમાં મળતું માંસ ઘણું દુર્બળ હોવાથી તે ચરબીમાં ઘટીને પાણીમાં સેંકડે પોણોસો ટકા સુધી થવા જશે.

## ખોરાકની મુખ્ય વસ્તુઓમાં આવેલાં જુદાં જુદાં તત્વોનાં પ્રમાણનો કોઠો. (પ્રોફેસર ચર્ચે ઉપજાવેલો)

| | ૧૦૦ ભાગમાં | | | | | |
|---|---|---|---|---|---|---|
| | આલ્બ્યુમેનવાળો પુષ્ટિક તત્વ માંસ બનાવનાર. | ગરમી તથા ગતિ મળે છે. | | ખાર. | સાકા. | પાણી. |
| | | સ્તાર્ચ મીઠાસ ઈ૦ | તેલ યા ચરબી. | | | |
| વિલાતી સફેત નરમ ઘઉં. | ૧૧·૦ | ૬૯·૦ | ૧·૨ | ૧·૭ | ૨·૬ | ૧૪·૫ |
| ભરડેલા આેાટ... ... | ૧૬·૧ | ૬૩·૦ | ૧૦·૧ | ૨·૧ | ૩·૭ | ૫.૦ |
| ચોખા ... ... ... | ૭·૫ | ૭૬·૦ | ૦·૫ | ૦·૫ | ૦·૯ | ૧૪·૬ |
| મકાઇ ... ... ... | ૯·૦ | ૬૪·૫ | ૫·૦ | ૨·૦ | ૫·૦ | ૧૪·૫ |
| બાજરી ... ... | ૧૫·૩ | ૬૧·૬ | ૫·૦ | ૧·૬ | ૩·૫ | ૧૩·૦ |
| લીલા વટાણા... ... | ૨૨·૪ | ૫૧·૩ | ૨·૫ | ૩·૦ | ૬·૫ | ૧૪·૩ |
| ચોળા, વાળ... ... | ૨૩·૦ | ૫૨·૩ | ૨·૩ | ૨.૯ | ૫·૫ | ૧૪·૦ |
| મસુર ... ... ... | ૨૪·૦ | ૪૯·૦ | ૨·૬ | ૩·૦ | ૬·૯ | ૧૪·૫ |
| ભોંયસીંગ ... ... | ૨૪·૫ | ૧૧·૭ | ૫૦·૦ | ૧·૮ | ૪·૫ | ૭·૫ |
| પટેટા ... ... ... | ૨·૩ | ૧૭·૪ | ૦·૩ | ૧·૦ | ૧·૦ | ૭૫·૦ |
| સલગમ ... ... | ૦·૫ | ૪·૦ | ૦·૧ | ૦·૮ | ૧·૮ | ૯૨·૮ |
| ગાજર... ... ... | ૦·૫ | ૫·૦ | ૦·૨ | ૧·૦ | ૪·૩ | ૮૯·૦ |
| બીટ ... ... ... | ૦·૪ | ૧૩·૪ | ૦·૧ | ૦·૯ | ૩·૦ | ૮૨·૨ |
| મીઠો કંદ ... ... | ૧·૫ | ૧૮·૦ | ૨·૨ | ૧·૫ | ૨·૮ | ૭૪·૦ |
| કંદ ... ... ... | ૨·૨ | ૧૬·૩ | ૦·૫ | ૧·૫ | ૦·૯ | ૭૯·૬ |
| કોબી ... ... ... | ૧·૫ | ૫·૮ | ૦·૫ | ૧·૨ | ૨·૦ | ૮૯·૦ |
| તામોટા ... ... | ૧·૪ | ૬·૭ | ...... | ૦·૮ | ૧·૩ | ૮૯·૮ |
| કાકડી ... ... ... | ૦·૨ | ૨·૦ | ૦·૭ | ૦·૪ | ૦·૫ | ૯૬·૨ |
| સક્કરજન ... ... | ૦·૪ | ૭·૮ | ૫·૨ | ૦·૪ | ૩·૨ | ૮૩·૦ |
| અંજીર સુકાં ... ... | ૬·૧ | ૬૦·૫ | ૬·૩ | ૨·૩ | ૭·૩ | ૧૭·૫ |
| ખજુર ... ... ... | ૬·૬ | ૫૪·૦ | ૧૨·૫ | ૧·૬ | ૫·૫ | ૨૦·૮ |
| કેળાં ... ... ... | ૪·૮ | ૧૯·૭ | ૦·૬ | ૦·૮ | ૦·૨ | ૭૩·૯ |
| અખરોટ ... ... | ૮·૪ | ૧૧·૧ | ૨૮·૫ | ૧·૫ | ૨·૫ | ૪૮.૦ |
| પસ્તાં ... ... ... | ૨૨·૭ | ૧૩·૦ | ૫૧·૧ | ૩·૩ | ૨·૫ | ૭·૪ |
| કોપરૂં ... ... ... | ૫·૫ | ૮·૧ | ૩૫·૯ | ૧·૦ | ૨·૯ | ૪૬.૬ |
| ગાયનું દુધ ... ... | ૪·૧ | ૫·૧ | ૩·૭ | ૦·૮ | ...... | ૮૬·૩ |
| સ્ત્રી જાતીનું દુધ ... | ૧·૬ | ૬·૯ | ૨·૩ | ૦·૨ | ...... | ૮૯·૦ |
| બકરીનું દુધ ... ... | ૫·૮ | ૪·૮ | ૪·૮ | ૦·૮ | ...... | ૮૩·૮ |
| મેંઢીનું દુધ ... ... | ૪·૮ | ૪·૧ | ૪·૨ | ૦·૫ | ...... | ૮૬·૪ |
| ગધેડીનું દુધ ... ... | ૨·૪ | ૭·૧ | ૧·૫ | ૦·૩ | ...... | ૮૮·૭ |
| મલાહી ... ... | ૬·૦ | ૨·૫ | ૩૬·૩ | ૦·૨ | ...... | ૫૫·૦ |
| વિલાયતી ઘટ્ટ કીધેલું દુધ | ૧૫·૨ | ૪૫·૩ | ૧૧·૫ | ૨·૦ | ...... | ૨૪·૦ |
| માખન... ... ... | ૧·૦ | ૦·૩ | ૮૭·૭ | ૧·૦ | ...... | ૧૦·૦ |
| વિલાયતી પનીર ... | ૨૯·૨ | ૨·૦ | ૨૯·૬ | ૪·૯ | હાડકાં છીછડાં નેસ ઈ૦ | ૩૪·૩ |
| મતનચાપ (માંસ) ... | ૭·૬ | ...... | ૪૨·૦ | ૧·૦ | ૫·૩ | ૪૪·૧ |
| બેડાં ... ... ... | ૧૪·૦ | ...... | ૧૧·૦ | ૧·૩ | ૨·૦ | ૭૧·૭ |

## ૨૨

# માંસનો ખોરાક હરામ કે હલાલ?

તંદુરસ્ત શરીરમાં સારા ખોરાકે સારૂં લોહી બને છે, પણ નજીસ ખોરાકે તથા રોગિષ્ટ શરીરમાં તેમ બનતું નથી. ઘણાં ખરાં માણસોને કંઈ ને કંઈ રોગતો શરીરમાં હોય છે, પણ જ્યાં સુધી તે વિશે તેઓ જાણતા નથી ત્યાં સુધી તેઓ પોતાને નિરોગી સમજે છે. એ ન્હાના રોગ જ્યારે મોટું રૂપ પકડે છે, ત્યારે શરીરમાં કંઈ વ્યાધિ ઉત્પન્ન થયો એમ તેઓ જાણે છે. ઘણા ખરા રોગનું બી લોહીમાં રહે છે, એટલા માટે મુસાએ 'લોહી' ખાવાની મના કરી છે. માંસ ખાનારને જે મજા લાગે છે, તે ફક્ત માંસમાં સમાયલા લોહીનીજ હોય છે; અને જ્યારે લોહીનું માંસ બનેલું છે, ત્યારે માંસ ખાધું તે લોહી ખાધા બરાબર છે. જે પ્રાણીઓમાં વધારે લોહી હોતું નથી તેમનું માંસ દુબળું અને ફિક્કું રહે છે. જ્યારે માંસ ખાવાંની મજા લોહીમાંજ છે, અને દુઃખ દરદના બી પણ લોહીમાંજ છે, ત્યારે માનવીઓએ પોતાના પેટને મુવેલાં પ્રાણીઓનું કબરસ્તાન બનાવી તેમના દુઃખ દરદ પોતાના શરીરમાં ભરવાં નહીં, એવો વિચાર ખોદા સનાશી લોકોનો છે. પ્રાણીને માણસ સમજે તેવી વાચા હોતતો જબેહ થવા અગાઉ બુમ બરાડા પાડી પોતાનાં દુઃખ દરદની હાય પીટ કરત ને તેથી તેમને કાપી ખાનાર જરાએ આચકો ખાઈ પાછા હઠત; પણ આ અવાચકપણું જે મનુષ્યની તાબેદારી ઉઠાવવા માટે છે, તેનો માઠો ઉપયોગ કરી તેમને કાપી કઠોર અંતઃકરણે ખુશ ખુશ થતું મનુષ્ય ખાય છે, પણ તેને ખબર નથી કે માંસના ખોરાકે જેટલા રોગ તથા વિકાર શરીરમાં ઉત્પન્ન થાય છે, તેટલા બીજા વનસ્પતિના ખોરાકે થતા નથી. પ્રાણીઓમાં આત્મા હોવાથી આપણો આત્મા કેવો છે તે સમજી તેમજ આપણાં સુખ દુઃખનો લાંબો વિચાર કરી તેમના તરફ ઘાતકી તથા નિર્દય ચાલ ચલાવવાથી આપણું મન જ્ઞાનના પ્રતાપે પાછું વાળવું જોઈએ. તેમાં ગાય, બેલ, બકરાં મેંઢાં વીગેરે જેવાં આપણને સુખ આપનાર નિર્દોષ પ્રાણીને દુઃખ દેતાં આપણા મનને દુઃખ ઉત્પન્ન થવું જોઈએ. જ્યાં સુધી માણસે જબેહ થતું પ્રાણી પોતાનો જાન કેવી અફળા તફળીએ બહાર કાઢે છે, તે ધ્યાન દઈ પુરતા વિચારે નજરો નજર જોયું નથી, તેમજ માંસનો ખોરાક એ શું છે તે સંબંધી જ્ઞાન મેળવ્યું નથી, યાતો જ્ઞાન મેળવ્યા છતાં બેદરકાર રહ્યું હોય છે, ત્યાં સુધી આ નજીસ ખોરાક ખાવામાં મજા માને છે. ન્હાનાં બાળકથી તે સો વર્ષનાં ઘરડાં માણસો સુદ્ધાં નિર્દોષ પ્રાણીઓના બુક્કા કે ગુરદા ખાવાને તલપ કરે છે અને

તે મળે છે તો તેને ભુંજી, તળી કે રાંધીને મગન મગન થતાં ખાય છે.!! અરે! પણ તે શું ખાય છે? મળ મૂત્રથી ભરેલાં ચામડાં, બગડેલાં લોહી-વાળાં છિછડાં, અને કદી કદી તો પરમાં, ટાંકી, મીઠી પિસાબ, પથરી યા રેતીથી બગડેલાં લોહી, પરૂ યા રસીને ખાય છે.!!!

હવે ગુરદો કે બુક્કો એ શું છે? એ બારીક નળીઓનો બનેલો છે. એ નળીઓની આસપાસ લોહીની જાળો બંધાયલી હોય છે, અને તે વાટે ખોરાકમાંથી લોહી બનતાં નકામો પડેલો પ્રવાહી પદાર્થ ચુસાઇને પિસાબના આકારે બહાર આવે છે. ગુરદાની અંદર એક વચ્ચેથી ખાડો જણાય છે, ત્યાં એક દીવાસળી જેટલી જાડી નળી રહે છે. તે નળી વાટે ગુરદામાં ચુસાઈ આવતું મૂતર ટપક ટપક થતું પિસાબના ફુક્કામાં આવેછે. પેટમાં ખોરાક જઈ તેનો જ્યારે અન્નરસ થઈ જાય છે, ત્યારે આપણા ઠાઠાંમાં રહેલાં દરેક અવયવ પોતપોતાનું કામ બજાવે છે. જેવું કે, અન્ન-રસમાંથી કલેજું પીત્ત પેદા કરે છે, હોજરીની રૂવાટી જેવી નળીઓ જઠર–રસ પેદા કરે છે, ફેફસું લોહી સાફ કરે છે, અંતઃકરણ બધે લોહી પોંહોચાડે છે, અને ગુરદો પ્રવાહી પદાર્થને બંબાની સુંઢોની માફક ચુસી ચુસીને નકામું પાણી ફુક્કામાં ઊતારે છે. હવે પાછા એ ગુરદા નિરોગીજ હશે તેની ખાત્રી શું? પરમાં ટાંકીની અસર, પથરી, રેતી, મીઠી પિસાબ યા બીજો કોઈ રોગ જે આપણે ઘણાંક માણસોમાં થોડા કે ઘણા કંઈ પણ બીજા રોગના પટ સાથે દેખીએ છીએ, તે તેઓમાં શું અણદીઠ નહીં રહ્યાં હશે?

અજ્ઞાન તથા બેદરકાર માણસ સમજે છે કે આ માંસના બુક્કા શેરડીની ગંડેરી માફક ખાઊં છઊં, ને મીઠો રસ મને મધની માફક જીભને લેહેઝત આપે છે, પણ મધમાં કંઈક ઝેરની લપટ છે, તેનું તેને ભાન નથી. ઘણાંક સમજુ ઉમ્મરે પોંહોચેલા માણસો સફેદ બુક્કા ખાવાને અજ્ઞાન માણસોને મના કરે છે કે તેથી પિસાબમાં પથરી થશે.

હવે આ માંસના ખોરાકનો ગેરફાયદો જાણ્યા વગર, જાણે ખેતર-માંથી કાકડી ચીભડાં કે તરબુચને તોડી લાવી મનપસંદ રીતે કાપી મરી મસાલો ભરી ખાવાની બરાબર છે. પણ આપણે તો સારી પેઠે જાણીએ છીએ કે આ નિર્દોષ પશુઓનું શરીર કાકડી ચીભડાં જેવું છતાં, તેમાં તો "આત્મા" રહે છે, માટે તેની આપણે ઘણી સંભાળ રાખવી ઘટે છે. એ "આત્મા" આપણા આત્મા જેવોજ છે. ફક્ત વાચા શક્તિ આપણામાં હોવાથી તે પ્રાણીના આત્મા કરતાં આપણો આત્મા સુધરતો ગયલો હોવાથી વધારે ઊંચી કિસમનો દેખાય છે. જ્યાં વાચા

છે ત્યાં સમજશક્તિને સુધારવાનું સાધન છે. પશુમાં વાચા નહીં હોવાથી સમજશક્તિ ખિલી તથા વધી શક્તી નથી. પશુને પોતાની સમજ શક્તિ અને તેમાંથીજ ફાટી નિકળતી તર્કશક્તિ ખિલવવાની જે કંઈ થોડી ઘણી તક મળે છે તે ફક્ત પોતાનાં શરીરનું પોષણ તથા આવી પડતા ભયમાંથી રક્ષણ કરવાની તજવીજ તથા ઉપાય શોધી કાઢવામાં મળે છે. બગલાં, શિયાળ, બિલાડી અને ઊંદર જે ઘણી ખરી વેળા આપણને તદબીર, યુક્તિ અને લુચ્ચાઈના દાવ બતાવી છેતરે છે, તે ઊપલા કારણને લીધે થાય છે. આ ઉપરથી એટલું તો સમજમાં ઊતરશે કે દરેક પ્રાણીમાં થોડી ઘણી સમજશક્તિ તો છે. પણ વાચા નહીં હોવાથી પોતાના શરીરના બચાવ તથા પોષણ માટે જેટલી અક્કલ વાપરવી પડે તેથી તેઓ વધારે વાપરતાં નથી. એથી તેઓ તર્કશક્તિ વગરના આપણને લાગે છે. હવે જ્યારે તેઓમાં સમજશક્તિ છે તો પછી પશુઓને જબેહ કરવાની જગાએ છરી કે છરા આગળ લઈ જતાંજ તેની સમજમાં ન ઊતરતું હશે કે આ ખુન કરવા માટે તે મને ઘસડીને લઈ જાય છે! ઘણી વારતો જ્યારે એક પશુ બીજાં પ્રાણીને જબેહ થતું જોય છે, તો ગમે તેવી રીતે કસઈ તેને ઘસડે છે, તોપણ તે ત્યાં જતું નથી. તેમજ એક કુતરૂં ઝેરની મલાઈવાળો દડિઓ ખાઈ બીજાં કુતરાંને મરતાં જોય છે, તો તે કુતરૂં તે દડિઆની નજીક પણ જતું નથી. હવે જ્યારે કોઈ પશુને તેની મરજી ઉપરાંત ઘસડી લઈ જઈ તેના ટાંટીઆ બાંધી ઊથલાવીને પાડી નાંખે અને તેના ચારે ટાંટીયા પર કસઈ પગ મૂકે ત્યારે શું તેઓ ખુનની મતલબ સમજી જઈ હાયપીટ નહીં કરતાં હશે? બૂમ બરાડાતો પાડે છે, પણ કસઈનું મન રોજ એવું કામ કરાતું હોવાથી કઠોર થઈ જાય છે, તેથી તેને દરકાર રહેતી નથી. હવે વાચા તો મળે નહીં કે તે ગરીબ નિર્દોષ પશુ કહે કે "એ ચંડાળ ખુની, તું આ જીવ લેવાનું નીચ કામ ના કર! મારામાં તો નેવર, પથરી, પરમો, ટાંકી, તાવ, કમળો કે દુઃખ દરદ છે!! હે મુંજી, તું તારો હાથ થોભાવ ને મારાં દુઃખ સાંભળ!!!" સાપ ડંખવા ઊડે છે, હડખેલું કુતરૂં કરડવા ધાય છે, કે વાઘ વરૂ તે માણુસ પર તરાપે છે, ત્યારે તો હાડે હાડ ધ્રુજી જઈ હાંજા ગગડી જય, ભાજીનું પાણી થઈ બેહોશ થઈ પડે છે, પણ આ જીવ લેતાં તેનું મન જરાએ ડગડગતું વતીક નથી. આખરે જ્યારે તેના બુમ બરાડા સમજવા ગમતા નથી, ત્યારે તે પ્રાણીનું મ્હોડું દાબી દઈ બીજે હાથે છરી ફેરવવાને જાય છે, પણ ગળું દબાયું કે તે નિર્દોષ પશુ છેવટના ઉપાય તરીકેનો ઈલાજ હજારો હજાર રૂંધાયલા દમે

હાય નાખે છે કે "હે અધમ પાપી, સેતાની ખશલતના પલીદ, તારા હાલ મારી માફક થજો! તારૂં સત્યાનાશ અને નખોદ વળજો! લેઆનત તારા શરીરપર! હજાર લેઆનત તારા મ્હોડાંપર!! અને સદ હજાર લેઆનત તારા જાનપર!!! અફ્સોસ! અફ્સોસ!! અફ્સોસ!!!"

આવી લેઆનત ખાધા પછી તે કસઈ અને તે પશુને કપાવનાર લેઆનતી હાયપીટનો હરામ ખોરાક ખુશ ખુશ થતો ખાય છે! અને શરીરમાં હાય ને લેઆનત ભરે છે! વિકારને દુઃખ દરદ ભરે છે તે તો જુદાં રહ્યાં. એટલા માટે સમજુ પરહેઝગાર લોક નજીસ માંસના ખોરાકને નજરે પણ જોવાને ખુશી નથી, અને તેને હરામ ગણે છે.

"વેજીટેરિયન" શબ્દનો અર્થ પણ જેઓ બરાબર સમજી શકતા નથી, તેઓ "અધુરો ઘડો છલકાય ઘણો" તેમ વનસ્પતિના કુદરતી ખોરાકના વિષયનો કાંઈ પણ અભ્યાસ કર્યા વિના, અન્ન ફળ શાકના ખોરાકપર નિર્વાહ કરનારાઓની મશ્કરી કરવા બહાર પડે છે. લોહી અને લોહીનાજ જેઓ તરસ્યાં થઈ રહ્યા છે, તેઓ લોહીમાંથી પેદા થયેલું માંસ ખાવામાં પોતાનું ધનભાગ્ય સમજે છે, અને બીજાઓને તે ખાવાનો બોધ કરે છે. દર વર્ષે નવાં નવાં દુઃખો અને વ્યાધિઓ માંસના નજીસ ખોરાકથી પેદા થાય છે, અને તેને આરામ કરવા સારૂ દર વર્ષે વધારેને વધારે ડાકટરો અને વૈદ્યો પસાર થાય છે. દુધવાળા, પાંઉવાળા, મિઠાઈવાળા અને ફ્રુટવાળાઓની દુકાનોની સંખ્યા કરતાં દવાખાનાઓની સંખ્યા વધી પડી છે, તોપણ તે પુરાં પડી શકતાં નથી. ઑસપિટલો દરદી મરદ ઓરતોથી ભરાઈને ચિકાર થઈ ગઈ છે, અને બીજી બે ચાર નવી ઑસપિટલો ઉઘડાવવાની બુમ ચાલુજ છે. ઇંગ્રેજી અને દેશી છાપાઓની કટારો દવાઈઓની જાહેરખબરોથી ભરાઈ જાય છે, જે છાપાવાળાઓ તેમજ ડાકટરોની કમાઈનું એક મોટું સાધન થઈ પડયું છે. મનુષ્યોના આયુષ્યની સવાસો વર્ષની હદ ઘટી જઈને હાલ મરણની સરાસરી ૨૦ થી ૨૫ વરસ પર આવી છે. આટલી ન્હાની વય ભોગવવા છતાં, મૃત્યુ આગમચ ખાટલો ભોગવવો પડે છે તે જુદો રહ્યો. આ બધું દેખાડે છે કે કોઈના જીવને દુઃખ દઈ કોઈ સુખી થયો નથી અને થવાનો પણ નથી, અને મરણબાદ તેની ગતિ દયા ઉપજાવનારી થઈ પડે છે. સૌથી મોટામાં મોટું પાપ પરવરદેગારની નજરમાં કોઈના પણ જીવની હીંસા કરવામાં છે, અને આ દુનિયામાં પણ ખુનને માટે સૌથી મોટી શિક્ષા ફાંસીની ઠેરવેલી છે. હે સુજ્ઞ વાંચનાર, દોલત ભેગી કરવાને અથવા તો પેટનો ખાડો પુરવાને જે મુશીબતો વેઠવી પડે છે, તેમાં જો સેંકડે ૫૦ ટકાનો ઘટાડો કરવો હોય તો માંસનો નજીસ ખોરાક ખાવાનું છોડી દે અને

## ના૦૭૧. ભજીઆ કોહોળાના.

એક રતલ કોહોળાના કટકા કરી છીણીવડે છીણી નાખવા અને તેમાં ૦। શેર ચણાનો આટો, પાંચ તોલા ગોળ, એક તોલો ખસખસ, ૦॥ તોલો ગરમ મસાલો અને મીઠું એ સરવે નાખી એકરસ કરવું. તેને બે કલાક રાખી મુકયા પછી ભજીઆને આકારે ગોળા કરી ૨૦ રૂપીઆ ભાર ઘીમાં તળી કાઢવા.

## ના૦૭૨. ભજીઆ તરકારીના.

કેળાં–કંદ–કોથમીર–આલુનાપાતરાં–દુધી–તુરીઆ–કાંદા–કેરી–ગલકા–મેથીની ભાજી–પટેટા–વેંગણ–વીગેરે.

ઊપલી કોઇ પણ તરકારીમાંથી એક જાતની ૦॥ રતલ લઇ તેને સમારી બારીક ગોલ કાપવી. પછી ૦॥ રતલ ચણાના આટાને પાણીથી બાંધી મસળવો અને એક તોલો મીઠું, ૦। તોલો ખારો, ૦॥ તોલો આખા ધાણા અને આખા મરી તથા ત્રણ કાંદાની બારીક કાટરીઓ, આ સઘલો મસાલો ચણાના આટામાં એકરસ કરવો અને તેમાં જરા પાણી રેડી પાતળું કરી તઇઆર કીધેલી તરકારી તેમાં થોડી થોડી ખરમોટી કાહાડવી, અને તેમાંથી થોડુ થોડું લઇ કઢાઇમાં વીશ રૂપીઆ ભાર ઘી કકડાવી લાલ રંગના તળી કાઢવાં.

## ના૦૭૩. મુઠીઆ ભરૂચી ભાજીના.

અરધો રતલ ચણાનો આટો, અને એક રતલ ઘઊંનો આટો એ બેઉને એકઠો કરી તેમાં બે તોલા ઘીનુ મોણ નાખી સારી પેઠે મસળવો અને તેમાં એક તોલો ધાણા જીરૂં, બે તોલા મીઠું, ૦। તોલો હલદ, દોઢ તોલો મરી, અને એક રતલ સમારેલી ભરૂચી ભાજી એ સરવે એકરસ કરી જોરને હાથે મસળી, ૩ લીંબુનો રસ અંદર ભેળવો. પછી એક તપેલીમાં બે શેર પાણી નામી તે ઉપર ઘાસ પાથરવું અને તેની ઉપર તઇઆર કીધેલા આટાના મુઠીઆ વાળી ગોઠવવા અને ઢાંકણ ઢાંકી ૦। કલાક સુધી બાફવા; પછી કાઢીને ઠંડા થવા દેવા. ત્યાર બાદ મુઠીઆને કાપી પાતળી કાતરીઓ કરી ૦॥ રતલ ઘી ખુબ કકડાવી થોડી થોડી કાતરીઓ નાખવી અને તવેથાથી ફેરવતા જઇ જેમ લાલ થાય તેમ કાઢતા જવું. મુળા, મેથીની ભાજી, દુધી, કાંદા, તુરીઆ વીગેરેના મુઠીઆ ઉપર મુજબ કરવાં.

## ના૦૭૪. મુઠીઆ શેકતાના ફુલનાં.

ell શેર શેકતાના ફુલ સાફ કરી તેની નીચેની દાંડી કાઢી નાખવી. પછી અરધો શેર ચણાનો આટો અને ઘઊંના આટો બેઊ ભેગો કરવો અને તેમાં બે તોલા ઘીનું મોણ નાખી કાળવવો અને ૧ાા તોલો નીમક, પાંચ વાલ હલદ, ૧ાા તોલો ધાણાજીરૂં, ૧ તોલો મરી, બે તોલા કોપરાનું ખમણ, બે લીંબુ નીચવી રસ સાથે લઈ એ સરવે મસાલાને એકરસ કરી આટામાં મેળવી મસળવો, અને તેમાં શેકતાના ફુલ બરાબર ખરમોતવા અને તેના નાહના મુઠીઆં વાળવા. મુઠીઆં વાળતી વખતે અગત્ય પડે તો થોડું પાણી છાંટી મુઠીઆ વાળવાં. પછી ell શેર ઘી કઢાઇમાં ગરમ કરી તેમાં મુઠીઆ નાખી ઢાંકણ ઢાકવુ અને થોડે થોડે વખતે મુઠીઆં ફેરવીને બધેથી લાલ કરી ઉતારવાં. અગર જો મુઠીઆં બાફીને ઘી સાથે ખાવાં હોય અથવા તો બાફીને તળવાં હોય તો નીચે મુજબ બનાવવાં. ઉપર દરસાવ્યા મુજબ મુઠીઆં નાહના નહીં પણ શેરડીની ગંડેરી જેટલા જાડા અને ૭ આંગળ લાંબા વીતા વાળી, એક તપેલામાં પાણી ગરમ કરવા મુકવું અને તે ઊપર ચાલણી અથવા બોહચું મુકી તેમાં પેલા વીતા બાફવા મુકી ઉપર ઢાંકણ ઢાંકવું. સારા બફાઇ રહયા પછી ઉતારી છરીથી નાહના કટકા કરવા અને ઘી સાથે ખાવા અથવા તો ell શેર ઘીમાં તળીને ખાવા. એ પ્રમાણે જુદી જુદી તરકારીના મુઠીઆં બનશે.

## ના૦ ૭૫. પોરીડજ અથવા વેલાતી હરીસો.

વેલાતમાં (Oat) આેટ નામનો અનાજ પાકે છે, તેના ભરડેલા આટાના બે રતલી તીનના ડબા આસરે અરધે રૂપીએ અતરે વેચાય છે. આેટમીલ પોરીડજ બનાવવાની રીત એ છે કે ચુલા ઉપર એક બાટલી પાણી તપેલીમાં મુકી કકડો પાડવો. તેમાં એક બોબલી ૯ પલો આટો ફરતો નાખી કડછીથી ઘુંટી આટાને પાણી સાથે એકરસ કરવો. પછી ઢાંકણ ઢાંકી આસરે અરધો કલાક સુધી પાણી ઉકળવા દેવું. ઉકાળતી વખતે બે ચાર વાર કડછીથી ઘુંટવું કે નીચે ગાંગડા વળી નહીં જાય. પાણી બળી જાય અને જરા ઘાડું થાય એટલે એક ચપટી નીમક નાખી ચમચ કરી ઉતારી પાડવું અને ઠંડુ પડે ને દુધ સાથે ખાવું. વધારે સ્વાદદાર પોરીડજ બનાવવું હોય તો એક

બાટલી પાણીને બદલે અરધી બાટલી પાણી લેવું અને તે સુકાય એટલે ૦॥ શેર દુધ રેડી ચેડવવું. જરા ઘાડું થાય કે ઉતારી તેમાં મીઠાશને સારૂં બે ચમચા ખાંડ ભેળવી અને પછી તેનો સવાદ જોઈ લેવો. ઓટમીલ પોરીડજ જો મોંઘુ પડતું હોય તો ઘઉંને ભરડાવવા, એટલે જાડા દળાવવા, અને ઉપર લખ્યા મુજબ તેનું પોરીડજ કરી ખાવું. જો ઘરમાં ગાય ભેંસ રાખી હોય અને દુધની રેલ છેલ હોય તો પાણીને બદલે તદન દુધમાંજ પોરીડજ બનાવવું. આ પોરીડજ સવારના ચાયને બદલે નાસ્તાપર ખાવું. સવારના પોહોરમાં ચાય પીને ચેકપાઇ થઈ ગયલાં છોકરાંઓ અથવા મરદ ઓરતોને આ સસતો, સુતરો અને સ્વાદદાર ખોરાક આપ્યાથી એક માસમાં તેઓનું રંગ રૂપ ફરી જાશે, હાથે પગે ગોટલાં બંધાશે, અને શરીરનો બાંધો મજબુત થઈ ખીલશે. પોરીડજ સાથે બીજું અચર ગચર ખાવું નહીં, કારણ તે પોતેજ ઘણો મજબુત ખોરાક છે. બીજું કાંઈજ નહીં પણ જો સવારના એક રકાબી ભરી પોરીડજ ખાધું હોય તો તે બપોરના એક બે વાગા સુધી જવાબ આપશે. સ્કોટલંડમાં લોકોનો ચાલુ ખોરાક પોરીડજ છે. જુઓ તેઓના શરીરનો બાંધો. ઓટમીલ પોરીડજ કરતાં ઘઉંના પોરીડજમાં વધારે કુવત છે, પણ જે આ બે રતલી તીનનો દબો આઠ આનાની કીમતે ખરીદ કરી શકતા હોય તેઓએ પેહેલાં ઓટમીલ પોરીડજનો સ્વાદ લેવો.

## ના૦૭૬. ઘઊંનો ખીચડો.

એક રતલ ઘઊંને પાણીમાં ભીજવી છડીને ખુબ સોજા કરવા. પછી એક તપેલીમાં ત્રણ બાટલી પાણી ચુલે ચઢાવી કકડા આવે એટલે અરધો રતલ તુવર યા મગની દાળ અને પેલા છડેલા ઘઊં એ બેઉ પાણીમાં નાખી ચમચ કરવી અને તે ઉપર ૧॥ તોલો નીમક અને ૦। તોલો હલદ નાખી ચડવા દેવું. પાણી બળી રહે ને ધીમી આંચે રાખી બરાબર સીઝી રહે ને ઉતારવું અને ઘી સાથે ખાવું.

## ના૦૭૭. ઘઊંની ગુગરી.

બે રતલ ઘઊંને પાણીનો હાથ દઇ ઊપરના છલાં નીકલી જઈ સફેત થાય ત્યાં સુધી છડવા. પછી ભુસું ઊફણી કાઢી ચાર બાટલી પાણી નાખી ચેડવવા. પાણી બળી રહેતાં પણ જો ઘઊં નરમ માવા

જેવા નહીં થાય તો બીજું એક બાટલી ગરમ પાણી નાખવુ. ઘણા નરમાશ પકડે ને અંદર થોડું પાણી બાકી રહ્યું હોય તેટલાંજ એક રતલ ગોળ અને ત્રણ તોલા ઘી અંદર નાખી ઘુંટી એક રસ કરવું. પછી એક ખમણેલું નાળીએર તથા જાએફળ અને ાા તોલો એલચી કુટીને અંદર નાખવી ને ધીમી આંચે રહેવા દઇ પછી રસ રસતી ઊતારી ખાધામાં લેવી.

## ના૦૭૮. વઘારેલા પૌઆ.

એક રતલ પૌઆને ાા શેર ગરમ પાણીમાં પાંચ મીનીટ ભીંજવી રાખી પાણી નીતારી કાઢવું. પછી ત્રણ તોલા ઘીમાં ા તોલો જીરૂં નાખી વઘાર કરી તેમાં પૌઆ નાખવા અને ઉપરથી ૧ તોલો દહીં ા તોલો હલદ અને મરી, ાાા તોલો નીમક, અને એક જુડી કાપેલી કોઠમોર પૌઆમાં એક રસ કરી ધીમી આંચે થોડોવાર રાખી ખપમાં લેવા.

## ના૦૭૯. પૌઆ બીજી રીતના.

ાા રતલ પૌઆને પાણીથી સારી રીતે ધોઇ, પાણી નીતારી નાખવું અને ૧) તોલો ઘી ગરમ કરી તેમાં મેળવવા. પછી ૧ાા શેર ગરમ દુધમાં થોડી ખાંડ નાખી તેમાં પૌઆ આપી થોડોવાર રાખીને પછી ખાવા. જોઇએ તો કોરા પૌઆ જોઇતા ઘીમાં તળી કાઢી ઉપર ખાંડ ભભરાવી ઊપયોગ કરવો.

## ના૦૮૦. પૌઆ ત્રીજી રીતના.

એક રતલ પૌઆને થોડા થોડા કઢાઇમાં નાખી સેકવા. પછી બીજી કઢાઇમાં એક તોલો ઘી નામી તેમાં ા તોલો જીરૂં નાખી તેનો વઘાર કરવો અને પછી તેમાં ઉપલા સેકેલા પૌઆ નાખવા. તઇઆર થાય એટલે ચુલા ઉપરથી ઉતારી બે સેકેલા પાપડનો ભુકો, અરધા નાળીએરનું ખમણ, ાા તોલો વાતેલું નીમક, અને ા તોલો દળેલા મરી એ સર્વે જણસો પૌઆમાં એક રસ કરવું અને ઉપરથી એક લીંબુનો રસ નીચવી સવાદ લઇ ખાવા.

## ના૦૮૧. ઘઊંની ખાંડવી.

ાા રતલ ઘઊંના આટાને બે તોલા ઘીમાં સેકી તેમાં એક

શેર ખાંડ તથા બે શેર દુધ રેડવું અને ઊકાળીને કઠણ કરી થાળીમાં પાથરી ઠંડુ પડે પછી બરફીની માફક છરીથી કાપ મુકવા, અને કકડા કાઢવા. મેવો નાખવો હોય તો દુધેલીને થાળીમાં પાથરી તે ઉપર બે તોલા ચારોળી તથા પસ્તાની ચીર કરી ભભરાવીને દાબવું ને ઠંડુ પડે પછી કાપવું. ચોખાના આટાની ખાંડવી પણ એજ પ્રમાણે કરવી.

## ના૦૮૨. ચણાની ખાંડવી.

એક શેર ખાટી છાસમાં અરધો શેર ચણાનો આટો મેળી તેમાં અરધો શેર પાણી રેડી ચુલે ચઢાવવું, અને તેમાં એક તોલો નીમક અને ૦। તોલો હલદ નાખી એકરસ કરી અરધો કલાક સુધી ઉકાળવું. પાણી સુકાય ને ઘાડું થાય એટલે ઉતારી ઊંધી થાળીઓ પર પાતળું કાગળ જેવું હાથે લીપીને પાથરવું અને ઉપર ૦॥ તોલો મરી અને જીરાંનો ભુકો ભભરાવી, તદન ઠંડુ પડે ને છરીની અણીથી ઉખેડવું અને ઉપર જરા ઘી લગાડી ખાવી.

## ના૦૮૩. ભાખરા.

એક રતલ ઘઊંના આટાને બે તોલા ઘીમાં મોહીને ૦। શેર પાણી અથવા દુધથી જરા કઠણ બાંધવો અને સારી પેઠે ગુંદવો અને થોડો વાર ઢાંકી રાખવો. પછી તેની ખુમચા જેટલી મોટી પાતળી રોટલી વણી, ગલાસથી ભાખરા પાડવા અને તાવડીપર ધીમી આંચે ખુબ સેકી બેઉ પડ લાલ કરવાં અથવા જોઇએ તો કઢાઇમાં ૦॥ શેર ઘી કકડાવી તળી કાઢવા. મીઠા કરવા હોય તો ૦॥ શેર ગોળ અથવા ખાંડનુ પાણી કરી તે વડે આટો બાંધવો. અથવા તો ગોળનુ પાણી કરી ભાખરા તળીને તેમાં બોળી કાઢવા.

## ના૦૮૪. કરકરીઆ.

એક શેર ઘઊંના આટામાં એક તોલો મોણ ઘી નાખી ગરમ પાણી અથવા નાનની વાણીમાં જણાવ્યા પ્રમાણે ખમીરના પાણીથી આટાને બાંધી તેમાં ૦॥ શેર ખાંડ મેળવવી. જોઇએ તો ૦॥ તોલો એલચી અને જાયફળની ભુકી તેમાં ઉમેરવી. પછી આટાને સારી પેઠે મસળી બે ત્રણ કલાક ચુલા આગલ જરા તાપ લાગે ત્યાં ઢાંકી મુકવો, એટલે આટો ખોલશે. પછી તેના લીંબુ જેટલા ગોળા વાળી,

પેણામાં ૦॥ શેર ઘી કકડાવી લાલ રંગના થાય તેમ તળી કાઢવાં.

## નાં૦૮૫. ખમણ ઢોકળાં.

એક રતલ ચણાની દાળ પાણીમાં બે કલાક સુધી ભીંજવી રાખી પછી વાટી નાખવી. તેમાં એક તોલો મોણ ઘી નાખી કાળવવું. પછી એક તોલો મીઠું, ૦॥ તોલો ધાણાજીરૂં અને મરી, ૦। તોલો હલદ, ત્રણ તોલા ખમણેલું કોપરૂં, બે જુડી સમારેલી કોઠમીર અને બે લીંબુનો રસ, એ સઘળું ચણાની દાળમાં એકરસ કરવું, અને ચુલા ઉપર તપેલામાં પાણી ખુબ ગરમ કરી, મસાલો નાખેલી દાળને થાળી ઉપર ઠરી રહે તેમ પાથરવી અને તપેલા ઉપર ઊંધી વાળી બફાવા મુકવી. બફાઇ રહેથી બાહેર કાઢી કોપરાપાક માફક તેના કટકા પાડવા, અને બીજી તપેલીમાં બે તોલા ઘી નાખીતેમાં ૦। તોલો જીરાંનો વઘાર કરવો અને તેમાં પેલા બાફેલા કટકા વઘારો ખાવા. ઢોકલાં તળેલા ખાવાં હોય તો ઉપર દરસાવ્યા મુજબ તેને બાફી કટકા કરીને દરા રૂપીઆભાર ઘીમાં તળવાં. વધારે સ્વાદીષ્ટ કરવાં હોય તો ઘી વધારે લેવું. રસવાલા વઘારેલા ઢોકળાં કરવાં હોય તો ઉપલાં વઘારેલાં ઢોકળાંમા બે તોલા કોકમનુ અરધો શેર પાણી કરી રેડવું અને પાણીના ભાગનું ૦ તોલો મીઠું, ૦॥ તોલો ધાણાજીરૂં, બે તોલા કોપરાનુ ખમણ, અને ૧ વાલ હલદ તેમાં નાખી એક જોશ આપી ઉતારવું. રસવાલા વઘારેલા ઢોકલાં કરવાં હોય ત્યારે લીંબુનો રસ નાખવો નહીં.

## નાં૦૮૬. થાળી ઢોકળાં.

એક શેર અળવાના ચોખા અને ૦ શેર અડદની દાળ એ બેઉને જાડા દળી તેમાં ૨ તોલા ઘીનું મોણ નાખી, ગરમ પાણીથી ભીંજવી આખી રાત આઠી રાખવું. સવારના તેમાં ૧ તોલો મીઠું અને ૦॥ તોલો જીરૂં છુંદીને મેળવવું અને પીતળની યા કાંસાની થાળીઓમાં ૦॥ ઈંચ જાડું પાથરી, ૦॥ તોલો મરી ઉપર ભભરાવવાં. પછી એક મોટા તપેલામાં ઘાસ પાથરી તે ઉપર પાણી રેડી ઉકાળવું અને ઘાસ ઉપર ખીરાથી ભરેલી થાળી બફાવા મુકવી. બફાઇને ફોરા પડે એટલે થાળી બાહાર કાઢી ઉંધી નાખવી અને તેને બદલે ખીરાથી ભરેલી બીજી થાળી બફાવા મુકવી. એ પ્રમાણે ખીરાથી ભરેલી બધી

થાળીઓ બફાઇ રહ્યા પછી ખીરાના કોપરાપાક જેવા કટકા પાડવા અને ઘી ચોપડી ખાવા.

## ના૦૮૭. ઇડદાં.

ચણાની, મગની, અને અડદની દાળ, તથા જુવાર અને ચોખા એ સર્વે એકઠું કરી દળાવવું અને તેનો આટો વજનમાં ૧॥ શેર લેવો, અને ઉપલી વાણીમાં લખ્યા મુજબ મોણ દઈ આખી રાત આઠી રાખવો. સવારે તેમાં ૧॥ તોલો મીઠું તથા ધાણાજીરૂં, એક તોલો મરી તથા છુંદેલું આદુ, અને ૦। તોલો હલદ મેળવવી. પછી ઉપર લખ્યા પ્રમાણે બાફી નાખી ઘી ચોપડી ખાવું. ઇડદાં બાફવામાં ફેર એટલોજ કે તેને થાળીઓમાં પાથરવાને બદલે બતાસાના ઘાટના કખકા કરી થાળીઓમાં મુકી બાફવા.

## ના૦૮૮. આળણુ.

૦॥ શેર ચણાના આટામાં ૪ તોલા કોકમનું ૦॥ શેર પાણી કરી રેડવું અથવા ૦॥ શેર દહીં અથવા છાસ નાખવી. તેમાં એક તોલો નીમક, ૦॥ તોલો મરી, અને ૦। તોલો હલદ મેળવવી અને કઢી જેવું પાતળું કરવા સારૂં થોડું પાણી અંદર રેડવું. પછી ૧ તોલા ઘીમાં ૦॥ તોલો રાઇ નાખી તેનો વઘાર કરવો અને તેમાં ઉપલો મેળવણી વાળો આટો નાખવો. પાણી બળી જઇ ઘુંટીને માવા જેવો કરી ઉતારવો અને રોટલી સાથે સ્વાદ લઇ ખાવો.

## ના૦૮૯. લાલા દાળ.

એક શેર ચણાની દાળને ત્રણ ચાર કલાક પાણીમાં ભીજવી રાખવી. પછી પાણી કાઢી નાખી, ૦। શેર ઘી કઢાઇમાં ગરમ કરી તેમાં દાળ તળવી અને ઝારાથી બાહાર કાઢી તે ઉપર ૦॥। તોલો નીમક અને ૦॥ તોલો મરી ભભરાવીને બે લીંબુ નીચવી એકરસ કરી ગરમા ગરમ લાલા દાળ ખાવી. ખાતી વખતે મરી મીઠું વધારે જોઇએ તો લેવું.

## ના૦૯૦. ધારીપોળી યા ખમણની પોળી.

બે રતલ ઘઊંના આટામાં ૩ તોલા મોણ ઘી નાખી પાણીથી આટાને મધ્યમ બાંધવો. પછી એક રતલ નાળીએરના ખમણને કઢાઇમાં ૩ તોલા ઘી કકડાવી તેમાં લાલ શેકવો અને નીચે ઊતારી

ઠાઢું પાડી તેમાં ૧ રતલ મેદાખાંડ, ાા તોલો એલચી, ૧ જાયફળ ની ભુકી, તથા ા તોલો બારીક છુંદેલા લવંગ નાખી મેળવવું. ત્યાર બાદ પેલા બાંધેલા આટાના કોડીયારોકા ગોળા કરી અંદર ખમણ ભરવું અને ગોળા વાળી દેવા. પછી જાડી વણી એક રતલ ઘીમાં તળી નાખવી.

## ના૦૯૧. સાટોડીઆ પોળી.

બે રતલ ઘઊંના રવાને બે તોલા ઘીનું મોણ આપી એક કલાક રાખી મુકવો અને ાા શેર દુધમાં સારી પેઠે મસળી કઠણ બાંધવો. પછી એક રતલ ઘઉંના રવાને પાંચ તોલા ઘીમાં ભુંજી બદામી રંગનો થાય ને તેમાં ૧ શેર ખાંડ અથવા ગોળ મેળવવો. અને તેમાં એક જાયફળની ભુકી, ાા તોલો એલચી, તથા ા તોલો છુંદેલાં લવંગ તેમાં ભેળીને થોડું દુધ ઉપર છાંટવું. પછી દુધમાં બાંધેલા આટાને કથરોટ ઉપર વણી તે ઉપર જરા ઘી ચોપડી ૧ મુઠી ચણાનો આટો તેની ઉપર ભભરાવી તેનો ગોલ વીટો વાળી દેવો. પછી છરીથી કટકા પાડવા અને એકેક લઈ કોડીઆ જેવો આકાર કરી તેમાં પેલો મીઠો રવો અંદર ભરી બંધ કરવો અને પોળીના આકારે વણી ૧ાા શેર ઘીમાં તળી નાખવી.

## ના૦૯૨. વરધ વડાં.

ાા રતલ રવામાં ાા રતલ મેંદો મેળવી, તેમાં ા શેર ચણાનુ ખમીર તથા ા શેર દહીં નાખી આટો મધ્યમ બાંધવો, અને તેમાં ાા શેર ઘી તથા ાાા શેર ખાંડ મેળવી એક બે કલાક ચુલા આગલ તાપ લાગે ત્યાં ઢાંકી મુકવો એટલે આટો ખીલશે. પછી તેમાં બદામ પસ્તાની કાતરી, ચારોળી તથા એલચી મેળવી તેના ગોળા પાડી વરધ વડાં વણવાં. ાા કલાક વીખરાતાં રાખી ૧ શેર ઘીમાં લાલ તળવાં.

## ના૦૯૩. શીર ખુરમો.

૩ થી ૪ શેર દુધને ચુલા ઉપર રાખી ખુબ કકડા પાડવા. પછી ા રતલ ઘઊંની શેવને તવા ઉપર એક તોલો ઘી સાથે ભુંજી નાખવી અને તે દુધમાં નાખી ચડવા આવે ને તેમાં ૧ શેર ખાંડ મેળવવી અને ઉપર થોડો સુકો મેવો ચારોળી, છોલેલી બદામ, ટળી-

આ કાઢેલી ખારેકના નાહના કટકા, તથા એલચી ભભરાવવી અને બે તોલા ઘી નાખી ઘુંટીને ધીમી આંચે થોડો વાર રાખી ઉતારવું.

## ના.૯૪. હરીસો.

બે રતલ ઘઊંને પાણીથી ધોઇ ખાંડણામાં કાઢવા. સારૂ થાય ને ભીનો હાથ લગાડી ખાંડ્યા ઉપર ૧ કટકો ઢાંકી ૪ કલાક દબટી રાખવા. પછી ઊખળીમાં ખુંદી સુપડાથી પંખોરી ભુસુ કાઢવું. ફરીથી પાણીનો હાથ દઈ કુટવું. એ પ્રમાણે કુટી કુટીને ત્રણ જાતનો રવો જુદો જુદો કાઢવો. પછી ૦ા શેર ઘી લેવું તેમાં ચાર શેર પાણી રેડી કકડો પડે એટલે પેલા કુટી રાખેલા ૩ જાતના રવામાંથી પ્રથમ સૌથી જાડો રવો નાખવો અને કડછીથી ઘુંટવું. થોડો વાર રહી પાછો તેનાથી ઊતરતો રવો નાખી ઘુંટવું. થોડા વારે ત્રીજા વળનો રવો તેમાં નાખી ચડી રહી ને બંધાય ત્યાં સુધી ઘુંટવું. પછી ૩ શેર દુધ તથા ૧ાા શેર ખાંડ નાખીને કકડો પડે ત્યાં સુધી ઘુંટીને ઉતારવું અને ઉપર ૧ તોલો એલચી ખાંખરી કરી નાખવી.

## ના૦૯૫. પોપટજી.

એક રતલ કમોદના અથવા જીરાસાલના ચોખાને ધોઇ તેમા ૦ાા રતલ ખાંડ, થોડી લીંબુની છાલ, તથા બે બાટલી દુધ નાખી ચુલા ઊપર ઊકાળવું અને કડછીથી ઘુંટીને માખણ જેવા નરમ કરવા. પછી ઠંડા પાડી પોપટજી રોકા નાહના ગોળ દડા બનાવવા અને પછી એક કાંસીઆમાં થોડું ઘઊંનુ દુધ પાણીમાં પીગળાવી તેમાં પોપટજી બોળી કાઢવા અને સુકા પાંઊના ભુકામાં ખરમોટી પેણામાં ૧ શેર ઘી કકડાવી લાલ રંગના તળી નાખવા ને ઊપરથી ૦ા શેર ખાંડ ભભરાવવી.

## ના૦૯૬. સેવ ખારી.

એક રતલ ચણાના આટામાં એક તોલો મીઠું, તથા ૦ા તોલો હલદ નાખી પાણીથી બાંધી ખુબ ગુંદવો. પછી ૦ાા રતલ ઘી કઢાઇમાં કકડાવી ઝીણા વેહનો ઝારો કઢાઇ ઉપર મુકવો અને બાંધેલા આટામાંથી થોડો થોડો લઇ ઝારા ઉપર પાણી વાળા હાથે ચણાનો આટો ઘસી સેવ કઢાઇમાં પાડવી અને ઘીમાં તળાય એટલે બાહાર કાઢવી.

## ના૦૯૭. ગાંઠીઆ.

એક રતલ ચણાના આટામાં એક તોલો ઘીનું મોણ નાખવું

અને ૦॥ તોલો મીઠું તથા એક તોલો ખારો સેકી ભુકો કરી તેનું પાણી બનાવી તે પાણીવડે આટાને કઠણ બાંધી ખુબ જોરથી ગુંદવો. પછી તેમાં એક તોલો ખોપરા કીધેલા મરી એકરસ કરી લાકડાની કથરોટ ઉપર જરા ઘી અથવા તેલનો હાથ લગાડી જાડા વણવા અને ૦॥ રતલ ઘીમાં તળી ગરમા ગરમ ગાંઠીઆ ખાવા.

## ના૦૯૮. છવડા.

દશ તોલા ચોખાનો અથવા જુવારનો આટો, તેટલોજ ઘઉંનો અને બાજરીનો આટો, અને વીશ તોલા ચણાનો આટો લેવો. આ ચારે આટાને ભેગો મેળવી, તેમાં સવા તોલો મીઠું, ૦॥ તોલો મરી, ધાણાજીરૂં, તથા અજમો, અને ૦। તોલો હલદ મેળવવી. પછી ૦॥ રતલ દહીંમાં આટાને બાંધી સારી પેઠે કેળવવો, અને તેના ગોળા પાડી થાળીમાં જરા ઘીનો હાથ દઈ રોટલી માફક થાપવા. પછી એકેક અમના ઘી તવા ઊપર મુકતા જવું અને એકેક છવડો તળતા જવું.

## ના૦૯૯. ચણાના ફાફડા.

બે રતલ ચણાના આટામાં ત્રણ તોલા મોંણ ઘી નાખી આટાને કાળવવો અને તેમાં દોઢ તોલો મીઠું તથા ખારો નાખી કઠણ કરી ખુબ કુટીને તેના લીંબુ જેવડા ગોળા કરી ચોખાના અટામણ સાથે પાપડ જેવા વણવા અને જરા તડકું દેખાડી સુકાયા પછી ત્રીશ રૂપી-આભાર ઘીમાં તળવા.

## ના૦૧૦૦. ખીચીઆ.

એક રતલ ચોખાના આટાને ગરમ પાણીથી નરમ બાંધી મસળીને તેમાં એક તોલો ખારો તથા મીઠું અને ૦॥ તોલો જીરૂં મેળવવું. પછી એક તપેલામાં પાણી ખુબ ગરમ કરી તેના મોંઢા ઉપર કપડાનો કટકો બાંધીને ચુલા ઉપર મુકી ૦॥ ઈંચ જાડો પેલો કેળવેલો આટો કપડા ઉપર પાથરવો, અને તેની ઉપર ઢાંકણ ઢાંકી બફાવા દેવું. તઈઆર થાય ને કાઢી લઈ બીજો આટો પાથરવો. એ પ્રમાણે બધો આટો બફાયા પછી તેને મસળી ઠંડા પાણીથી બાંધી સોપારી જેવડા ગોળા કરી થાળીપર જરા ઘી લગાડી પુરીની માફક વણવા અને તડકે સુકવીને પાપડની માફક ભુંજીને અથવા દશ તોલા ઘીમાં તળી ખાવા. પાપડની માફક સુકવી રાખ્યાથી ખીચીઆ બે ત્રણ

માસ સુધી વગર બગડવે રેહેશે.

## ના૦૧૦૧. સાળીઆ.

એક રતલ સફેત અલવાના ચોખાને પાણીથી ધોઈ સુકવી બારીક દળી, તેમાં એક તોલો મીઠું અને ૦। તોલો સફેત તલ તથા જીરૂં મેળવી, આટાને કઢીની માફક પાણી નામી નરમ કરવો. પછી બે કાંસાની થાળી લઈ એક થાળી ઉંધીવાળી તે ઊપર એક ચમચો પેલો નરમ કઢી જેવો કીધેલો આટો નાખી થાળીને ઉભી ધરી જરા ફેરવવી એટલે આટો થાળીપર પથરાઈ જશે. આગમજથી ચુલા ઉપર તપેલામાં પાણી રેડી ઉકાળવા મુકયું હોય તે વાસણ ઉપર પેલી થાળી ચોપડેલું પડ નીચે રાખી બાફવા મુકવી. બફાયા પછી બાહાર કાઢી તે થાળીને ઠંડા પાણીમાં બોળી દેવી, અને ત્યાર પછી સોયની અણી અથવા બારીક તારથી સાળીઓ જરા ઊંચકી આખો કાઢી સુકા ઘાસ ઉપર સુકવવો. આ પ્રમાણે સાળીઆ તઈઆર થયા પછી જોઇતા ઘીમાં તળી ખાવા. ઉપર પ્રમાણે એક થાળી બફાતી હોય તેટલાં બીજી થાળી તઇઆર કરવી અને એક થાળી બાફી કાઢી બીજી થાળી બાફવા મુકી દેવી.

## ના૦૧૦૨. ચાપટ.

૦॥ રતલ ઘઊંના આટામાં ૦॥। રતલ ભીના ચોખાનો આટો ભેળી તેમાં એક જાયફળની ભુકી તથા ૦॥ તોલો એલચી છુંદીને મેળવવી, અને ખમીરના પાણીથી આટાને બાંધી થોડું દુધ રેડી પાતળો કરવો અને થોડીવાર રાખી મુકી પછી તવા ઉપર ઘીમાં અકેક કડછી આટો રેડવો અને બેઉ પડ લાલ થાય ને ઊતારવું.

## ના૦૧૦૩. ચીરોટીઆ.

એક રતલ ઘઊંના આટાને ૩ તોલા ઘીમાં મસળી બે કલાક રાખી મુકવો. પછી રોટલીની માફક પાણીથી બાંધવો અને કથરોટપર મોટી રોટલી વણી તે ઉપર ત્રણ તોલા ઘી તથા ચણાનો આટો ભભરાવી એક છેડાથી બીજા છેડા સુધી વીંટો કરી પછી કથરોટપર વણીને છરીથી ડાયમનરોકા કટકા કાપવા, અને ૦॥ શેર ઘીમાં સફેત રંગના રહે તેવી રીતે તળવા. તળવાની અગમજ ૦॥। શેર ખાંડનો દોઢપાસેર પાણીમાં શીરો કરી તે બાળીને પાશેર રહે એટલે ઊતારવું. ચીરોટીઆ તળાઇ રહેવા આવે ને શીરાને પણ પાછો બીજે ચુલે ચઢાવી કકડા

પડે એટલે તેમાં તળાઈ નીકળેલાં ચીરોટીઆ બોળી કાઢવા.

## ના૦૧૦૪. ફુલ વડી.

એક રતલ ઘઉંના આટામાં ૦ll રતલ રવો ભેળી ચાર તોલા ઘીનું મોણ દેવું અને ગરમ પાણીથી નરમ બાંધી આખી રાત ઢાંકી મુકવો. બીજે દહાડે ૧ll તોલો મીઠું, ૧ તોલો મેથી (તવા ઉપર સેકીને વાટેલી), ૧ તોલો મરી, ૦l તોલો હલદ, તથા ૦ll તોલો ધાણાજીરૂં, એ સર્વે તેમાં સારી પેઠે મેળવીને ૦ll રતલ ઘીમાં સોપારી જેટલા ડબકા મુકી તળી કાઢવા.

## ના૦૧૦૫. સત વડી.

એક રતલ ઘઉંને ત્રણ દહાડા સુધી પાણીમાં પળાલી રાખી પછી પથ્થર ઉપર વાટીને તેના કુચા કાઢી નાખવા અને દુધની માફક થાય એટલે ચુલા ઊપર મુકી ૧ll તોલો મીઠું, ૧ તોલો સફેત તલ, તથા ૦ll તોલો જીરૂં નાખી ઉકાળવું, અને કઠણ થાયને નીચે ઉતારી ઠંડું પાડવું, અને હાથે જરા પાણી લગાડતા જઈ સોપારી જેવડી વડીઓ કરી પાટલો અથવા ટેબલ પર મુકી તડકે સુકવીને ભરી મુકવી. જરૂર પડે ત્યારે થોડા ઘીમાં બે તોલા તળી લેવી.

## ના૦૧૦૬. કરકર વડી.

એક રતલ ચોખાની કણકીને પાણીમાં બાફી પાણી નીતારી કાઢી તેમાં ૦ll તોલો ખારો, ૧ll તોલો મીઠું, અને ૦ll તોલો જીરૂં મેળવી, લાકડાના પાટીઆ ઉપર કપડું પાથરી તેની ઉપર સોપારી જેટલી વડીઓ મુકી તડકે સુકવી રાખવી, અને જરૂર પડે ત્યારે ઉપર પ્રમાણે વજનસર લઇ તળવી.

## ના૦૧૦૭. ડુબક વડી.

એક રતલ ચણાના આટામાં બે તોલા ઘીનુ મોણ દઇ આટો કાળવવો અને તેમાં ૦ll તોલો મીઠું, ૦l તોલો હલદ, અને ૦ll તોલો મરી તથા ધાણાજીરૂં મેળવી આટાને પાણીથી નરમ બાંધવો, અને તપેલીમાં એક બાટલી પાણી મુકી કકડા આવે ને તેમાં પેલા બાંધેલા આટાની વડીઓ કરી મુકવી. પછી ૦l શેર ઘઉંના આટાને ૧ll તોલા કોકમના પાણીમાં કાળવીને અંદર રેડવો, તેમાં ૦ll તોલો

મીઠું તથા ધાણા જીરૂં, ૦। તોલો મરી, અને બે આનીભાર હલદ પાણીના ભાગનુ નાખવું. એ સરવે ઊકાળી પાતળું કઢી જેવું કરવું. પછી એક તોલા ઘીમાં ૦। તોલો રાઇ, તથા જીરાનો વઘાર કરી અંદર આપવો. તરકારીને ઠેકાણે આ ડબકવડી રોટલી સાથે ખવાય છે.

## ના૦૧૦૮. મગની વડી.

એક રતલ મગની દાળને પાણીમાં ત્રણ કલાક સુધી ભીંજવી રાખ્યા પછી પથ્થર ઊપર વાટી તેમાં ૧ તોલો મીઠું, છુંદેલું આદુ, તથા મરી, ૦। તોલો હલદ, તથા ૦ાા તોલો જીરૂં મેળવી પાટલા ઉપર કપડું પાથરી વડીઓ પાડવી અને તડકે સુકવી ભરી રાખવી. જરૂર પડે ત્યારે બે તોલા ઘીમાં પાંચ તોલા તળવી. આ વડી કઢીમાં પણ નખાય છે.

## ના૦૧૦૯. ચોળાની વડી.

એક રતલ ચોળાની દાળને પાણીમાં ભીંજવી તેના છોડા કાઢી નાખી પથ્થરપર બારીક વાટી તેમાં ૦ાા તોલો મીઠું, ૨ તોલા છુંદેલું આદુ તથા મરી અને ૦। તોલો જીરૂં મેળવીને પાણીથી બાંધી પાટીઆપર કપડું પાથરીને સોપારી જેવડી વડીઓ મુકી સુકવવી. જરૂર પડે ત્યારે બે તોલા ઘીમાં પાંચ તોલા વડી તળવી. એ વડી તળીને વેગણ, પંડોળા, કોહોળા, કાંદા, તાંદળીઆની ભાજી તથા કઢીમાં નખાય છે.

## ના૦૧૧૦ મગની દાળના વડાં.

એક રતલ મગની દાળને બે કલાક પાણીમાં ભીંજાવી પથ્થર પર ઝીણી વાટી તેમાં ૦ાા તોલો મીઠું, ૦। તોલો હલદ અને ધાણા જીરૂં, તથા ૧ તોલો છુંદેલું આદુ અને મરી મેળવવું, અને વીશથી ત્રીશ તોલા ઘીને કઢાઈમાં ગરમ કરી તેમાં વાટેલી દાળના સોપારી જેવડા ગોળા કરી હાથેલી પર અરધી હાથેલી જેવડા મોટા કરી તળવા. મગની દાળના ડબકા વડાંની માફક કરવા.

## ના૦૧૧૧. અડદની દાળના વડાં.

એક રતલ ભરડેલી અડદની દાળ લેવી. અને ચોખા, ઘઊં, અને ચણાની ભરડેલી દાળ એ ત્રણ ચીજો મળીને ૦। રતલ લઈ સાથે મેળવવી અને ત્રણ તોલા ઘીનુ મોંણ આપી ગરમ પાણીમાં કઠણ

બાંધી આખી રાત ઢાંકી રાખવું. પછી સવારે તેમાં પોણો તોલો મીઠું, ૦। તોલો હલદ, ૨ તોલા છુંદેલુ આદુ તથા મરી મેળવી હાથેલીપર પાણી લગાડી અરધી હાથેલી જેવડા વડાં થાપી વચમાં આંગલીથી કાણું પાડી, ૦।। રતલ ઘીમાં તળવાં. વચમાં કાણું પાડવાનું કારણ એ છે કે વડું કાચું રહે નહીં.

## ના૦૧૧૨. કોહોળાના વડાં.

એક રતલ કોહોળા જેને હીંદુ લોકો પટકારા કહે છે તેને ખીસણીથી પીસી તેમાં ૦।।। રતલ ચણાનો આટો, ૫ તોલા ઘઊંનો તથા ચોખાનો આટો, જુમલે એક રતલ આટો પેલા કોહોળામાં મેળવવો અને ૧ તોલો મીઠું, ૦।। તોલો મરી, ૦। તોલો હલદ, તથા ૧ તોલો ધાણાજીરૂં મેળવી પછી અડદની દાળના વડામાં લખ્યા મુજબ બનાવવાં.

## ના૦૧૧૩. પચરશી વડાં.

એક રતલ મગની દાળનો આટો, એક રતલ ચણાની દાળનો આટો, ૦।। રતલ અડદની દાળનો આટો એ સરવે એકત્ર કરી તેમાં ૩।। તોલા મીઠું, ૦।। તોલો હલદ, ૨ તોલા મરી, તથા ૧।। તોલો જીરૂં સરવે ભેળી, આટાને સખત બાંધી ખુબ મસળવો, અને પછી પાટીઆ ઊપર ચપટા ગોળા દર બે તોલા વજનના પાડી તડકે સુકવી રાખવા. કામમાં લેવા હોય ત્યારે ૦।। રતલ લઈ તથા ઉપર ઘી રેડી જરા લાલ કરવા. પછી ૨૦ તોલા કાંદાને છોલી જીણા બારીક કટકા કરી બે તોલા ઘીમાં કકડા પડે ને કાંદા તથા પેલાં વડાંના કકડા કરી નાખી ચમચે એકરસ કરવા અને પોણી પેંટ પાણી નાખી સુકાયને ઉતારવું. આ વડાં કઢી અથવા પટેટા વીગેરીની તરકારી સાથે પણ રંધાશે.

## ના૦૧૧૪. દહીં.

એક શેર દુધને બે ત્રણ કઢકા પાડી સુમડેતું પડે ને માટીના વાસણમાં રેડી જરા ખાટું દહીં, લીંબુનો રસ, છાસ, અથવા બે બટકાં આમળી કે કોકમ આ માંહેલી કોઈ પણ એક જણસ નાખીને એકરસ કરવું. કદાચ એ જણસમાંની કોઈ પણ ન મળે તો ચાંદીનો રૂપીઓ અંદર નાખવો અને બંધ કરી આખી રાત મુકી રાખવાથી બંધાઈ જશે. દહીં મીઠું કરવું હોય તો દુધમાં થોડી ખાંડ ના-

ખવી અને પછી ગરમ કરવું. કલાઈ અથવા કોરીના વાસણ કરતાં માટીના વાસણમાં બાંધવાથી ફાયદો એ થાય છે કે દહીંમાં છુટેલું પાણી માટીના વાસણમાંથી ઝરપી જાય છે. દહીંમાં જે ખાટું પીળા રંગનુ પાણી છુટે છે તે નુકશાનકારક હોવાથી ખાધા આગમજ હમેશાં ચમચાથી નીતારી કાઢવું. ગામડાઓમાંનુ દુધ સારૂં હોવાથી તેને ગરમ નહીં કરતાં કાચા દુધમાં જરા ખટાશ નાખી રાતના રહેવા દેવાથી સવારના છરીથી કપાય એવું કઠણ બંધાઇ જાય છે. દહીં પચતું નહીં હોય તો સાથે થોડી બદામ ખાવી. દહીં અમથું ખાવા કરતાં ઘઊં યા બાજરીની રોટલી અથવા ચાવલ સાથે ખાવું વધારે સારૂં છે. ખાટું દહીં જ્યાં સુધી મળી આવે ત્યાં સુધી લીંબુનો રસ, આમલી, કોકમ કે છાસથી દહીં બાંધવું નહીં. ખાટાં દહીંમાંથી પેહેલાં પાણી નીચોવી કાઢવાની ઘણી જરૂર છે, અને એમ કીધાથી દહીં ઘણુંજ સારૂં બંધાશે. દહીં કરવાના દુધમાંથી ૦। શેર દુધ લઈ તેમાં દહીંને દાહોવી નાખી પછી તે દુધમાં ભેળી દેવું અને ચમચેથી એકરસ કરવું.

## ના૦૧૧૫. દહીંનો મઠ્ઠો.

બે રતલ દહીં એક વાંસની ટોપલીમાં જરા ઘટ કપડું પાથરી તેમાં નાખવું અને સઘળું પાણી નીતરી રહે ને તે કપડા સાથે દહીં ટોપલીમાંથી લેવું અને નેતર વગરની ખુરશી તળે તપેલી મુકવી ને ખુરશીની ઉપર કપડું બાંધી તેમાથી દહીં છણવું. છણ્યા પછી તેમાં ૧ તોલો મીઠું અને છ આનીભાર જીરૂં ભેળવું. બહુ જાડો મઠો પસંદ નહીં હોય તો જરા દુધ યા પાણી છણતી વખતે નામવું એટલે પાતળો થશે. મઠો મીઠો ખાવાનો શોખ હોય તો પાંચ તોલા ખાંડ છણતાં નાખવી.

## ના૦૧૧૬. મઠ્ઠો બીજી રીતનો.

બે રતલ દહીંમાંથી થોડું લઈ ઘટ કપડાપર પાથરવું. પછી ૧ તોલો મીઠું, છ આનીભાર જીરૂં, અને ૦। તોલો ખાંડેલાં મરી લેવાં. તેમાંથી થોડું લઈ પાથરેલા દહીં ઉપર ભભરાવવું અને એ પ્રમાણે દહીંના તથા મીઠું મરી જીરાના ત્રણ પડ કરી એ સરવે ખલાસ કરવું. પછી કપડામાં બાંધીને ટાંગી રાખવું એટલે દહીંમાંથી બધુ.

પાણી નીતરી જશે અને બીજે દહાડે કામમાં લેવું.

## ના૦૧૧૭. દહીંનો શ્રીખંડ.

બે રતલ દહીં તથા એક રતલ ખાંડ લેવી. પ્રથમ દહીંને કપડામાં બાંધી ટાંગી રાખી પાણી કાઢી નાખવું. પછી એક કપડું નેતર વગરની ખુરશીપર બાંધવું ને તળે વાસણ મુકી થોડું થોડું દહીં તથા થોડી થોડી ખાંડ અને અકેક ચમચો ગુલાબનુ પાણી નાખી છણવુ. એ પ્રમાણે તમામ દહીં, ખાંડ તથા ગુલાબનુ પાણી છણી, તેમાં ૦। તોલો વાટેલી એલચી, અરધું ખમણેલું જાયફળ, અને ચારોળી ભભરાવવી. કેશરીઆ શ્રીખંડ કરવો હોય તો ૨॥ વાલ કેશર ને જરા ગુલાબના પાણીમાં ભીજવીને દહીં છણાય તેમાં છણી કાઢવું, એટલે કેશરીઆ શ્રીખંડ થશે.

## ના૦૧૧૮. પનીર.

ચાર શેર દુધમાં બે મોટા ચમચા નીમક નાખી ચુલે મુકી બે કકડા પાડવા અને તેમાં ૩ આનાને આશરે ખાટું દહીં નાખી કડછીથી ડોહોવીને એકરસ કરવું. થોડા વારમાં દુધ ફાટી જાય ને પાણીથી જુદું પડે એટલે ઉતારી ટીનનો ગોલ ડબો જેના નીચેના અડધા ભાગપર ચો તરફથી નાકાં પાડેલા હોય, તેમાં એક ઝીણું કપડું પાથરી દુધ રેડવું. ટીનના ડબામાં બેસતા આવે એવાં બે ત્રણ લાકડાનાં ગોલ દગડાં તઈઆર રાખી, દર પાંચ પાંચ મીનીટે અકેકું દગડું દુધ ઉપર મુકવું, એટલે તેના ભારથી પાણી નાકાંમાંથી નીતરી જઈ પનીર બંધાશે. પછી દગડાં કાઢી લઈ ડબામાં પાથરેલું કપડું જેના બાહાર રાખેલા છેડા ઉપરથી પકડી પનીર સુધાં ઉંચકી લેવું અને થોડો વાર પનીરને સુકાવા દઈ ઉપયોગ કરવો. જેમ પનીર સુકાશે તેમ વધારે સ્વાદ લાગશે.

## ના૦૧૧૯. પટેટાનુ પુડીંગ.

એક રતલ સારા મોટા પટેટા બાફી છોલીને નરમ ઘુંટી નાખવા. તેમાં ૦॥ રતલ ખાંડ તથા ૦। શેર માખણ યા ઘી નાખી એકરસ કરવું. પછી લંગરીની અંદર ઘીનો હાથ ફરતો લગાડી તેમાં ૦॥। શેર દુધ રેડી પેલા પટેટાને રોટલીની માફક થાપી દુધમાં તરતુ મુકી ઉપરથી પાછું ૦॥ શેર દુધ રેડવું. પછી લંગરીપર ચપટ બેસે

એવું ઢાંકણ ઢાંકી તેની કોરે ઘઊંના આટો લગાડી ફાટ બંધ કરી દેવી, અને લંગરીની નીચે થોડો, અને ઊપર ઘણો અંગાર રાખી પુડીંગ ભુંજી કાઢવું, અને ઉપરનુ પડ લાલ થાય એટલે ઉતારવું. જોઇએ તો પટેટાના માવામાં બદામ પસ્તાની કાતરી તથા દરાખ અને ખમણેલું જાયફળ થોડું થોડું નાખવું.

## ના૦૧૨૦. પાંઊનું પુડીંગ.

બે મોટા પાંઊના આશપાશના કાંઠા છરીથી કાપી કાઢવા અને તે માંહેલા ગરની પાતળી કાતરીઓ કરવી. પછી લંગરીમાં ઘીનો હાથ ફરતો લગાડી તેમાં પેલી કાતરીઓનું એક પડ ગોઠવી જોઇએ તો ઊપર બદામ પસ્તાની કાતરી તથા દરાખ થોડી ભભરાવવી. એ પ્રમાણે ત્રણ ચાર પડ કરવાં. પછી બે શેર દુધ ગરમ કરી તે ઠંડુ પડે એટલે તેમાં ૧ શેર ખાંડ મેળવી પેલી પાંઊની કાતરીઓ ઊપર દુધ ચો તરફથી ધીરેથી રેડવું. પાંઉમા દુધ પચવા દેવું; પછી ઢાંકણ ચપટ ઢાંકી નીચે થોડો અને ઉપર ઘણો અંગાર રાખી ભુંજી નાંખવું. ઉપરનું પડ લાલ થાય એટલે કાઢવું.

## ના૦ ૧૨૧. પટેટાનુ કસ્તર.

૦ાા શેર પટેટાને બાફી છોલીને માવા જેવા ઘુંટી નાખવા. પછી ૧ શેર ગરમ દુધને થંડું પાડી તેમાં ૨ તોલા ઘઊંના દુધનો બારીક ભુકો તથા ૦ાા શેર ખાંડ મેળવવી અને પટેટાના માવા ઉપર તે રેડી, જોઇએ તો એક ચમચો ગુલાબનુ પાણી નામી, બંધ વાસણમાં ભુંજી કાઢવું.

## ના૦૧૨૨. બદામનુ કસ્તર.

૦ાા શેર છોલેલી બદામને દુધમાં વાટી તેમાં ૧ બાટલી દુધ મેળવવું, અને તેમાં ૧ તોલો ઘઊંના દુધનો બારીક ભુકો તથા ૦ાા શેર ખાંડ નાખી જરા ગુલાબનુ પાણી રેડવું અને બંધ વાસણમાં ભુંજી નાખવું. બદામને બદલે પસ્તાના મગજનું પણ કસ્તર થશે.

## ના૦૧૨૩. કોપરાના દુધનુ કસ્તર.

એક નાળીએરને ખમણી તેમાં ૧ શેર ગરમ દુધ રેડી નીચોવીને કોપરાનુ દુધ કાઢવું. પછી તેમાં ૧ તોલો ઘઊંના દુધનો બા-

રીક ભુકો કઠણ કરવા સારૂં મેળવીને ૦॥ શેર ખાંડ તથા ૧ કુલીઊં ગુલાબનુ પાણી રેડી એ સર્વેને બંધ વાસણમાં નામી ભઠીમાં ભુંજવું.

## ના૦૧૨૪. દહીંવડે.

પાંચ શેર દહીંને કપડામાં બાંધી બે દીવસ સુધી ટાંગી રાખવું, એટલે તેમાંનુ સર્વે પાણી નીગરાઈ જશે. બાકી રહેલા દુધના માવામાં ૦॥ શેર રવો મેળવી નાખવો. પછી તેમાં એક વાલભાર ખારો અને ૦। તોલો કુટેલી એલચી ભેળી તેના નાહના બતાશા જેવા ટીકીઆં હાથેલીપર બનાવવા, અને ૧ શેર ઘીમાં તળવા મુકવા. તળાઇને બતાશાની માફક ફુળી બદામી રંગના થઈ ઘીની ઉપર જ્યારે તરી આવે ત્યારે ઝારાથી કાઢી લેવાં, અને ૧॥ શેર ખાંડની ચાસણી કીધી હોય તેની અંદર દહીં વડે છોડી મુકવાં અને ચાર પાંચ મીનીટમાં કાઢી સ્વાદ લઈ ખાવાં.

## ના૦૧૨૫. માખુદી.

બે શેર દુધને ચુલા ઉપર ઊકાળવા મુકવું. બે ચાર કકડા પડે ને તેમાં ૪ તોલા ઘઊંના દુધને નવટાંક પાણીમાં ભીજાવી તે નામવું અને કડછીથી ઘુંટીને તેમાં ૦॥ શેર દુધનો માવો, ૧૦ તોલા ખાંડ યા ખડી સાકર, ૨ તોલા ઘી, ૦। શેર કુટેલાં બદામ પસ્તા નાખી ૦। કલાક સુધી ધીમી આંચે રાખી ઘુંટયા કરવું. પછી તેમાં ૦। તોલો કુટેલી એલચી અને ૧ તોલો ગુલાબ નાખી ચમચથી તળે ઉપર કરી ઉતારવું અને થોડું થોડું લેહઝત લઈ ખાવું.

## ના૦૧૨૬. મલાઇના ખાજાં.

૦॥ શેર રવામાં ૦॥ શેર મેદો ભેળવો. તેમાં ૪ તોલા ઘી મેળવીને આટાને પાણીથી કઠણ બાંધવો અને તેને થોડું થોડું પાણી લઈ પથ્થરપર સારીપેઠે કુટીને માવા જેવો નરમ બનાવવો અને એક કલાક ઢાંકી મુકવો. પછી તેની એક મોટી રોટલી વણી પઈની વાનીમાં "ફસ્ત" બનાવા લખ્યું છે તે પ્રમાણે કીર્યા કરી તેની રોટલી ચાર આંગલ પોહોળી અને લંબાઇમાં જેટલી થાય તેટલી વણી. તેને ગોલ વીટાળી નાખવી, અને પછી તેના ૦। શેર વજનના તુકડા કાપવા. પછી અકેક તુકડો લઈ તેને કોદીઆ ઘાટો બનાવી તેમાં નવતાંક મલાઈ ભરીતેને બંધ

કરી દેવા, પછી ૪ શેર ઘીમાં તળવાં. ખાજાંના પડ ખીલીને તળાઈ રહે એટલે ઝારાથી બાહાર કાઢવાં, અને ૨ શેર ખાંડની ચાસણીમાં નાખી થોડોવાર રાખી કાઢવાં. ચાસણી થોડી હોવાથી જોઈએ તો ખાજાને રકાબી ઉપર બે સોટી મુકી તેની ઉપર મુકવાં અને તેની ઉપર ચમચાથી ચાસણી રેડવી. ૦। તોલો એલચીની ભુકી છાંટી ખાજાં ખાવાં.

## ના૦૧૨૭. માવાના સમોસા.

૦। શેર મેંદાને પાણીથી કઠણ બાંધવો અને તેની પાંચ બે પડની રોટલી વણી અધકચડી ભુજી નાખી તેના પડ છુટાં પાડવાં. પછી તેની ૩ આંગલ ચીપો કાપવી. પછી નવટાંક માવો, નવટાંક કુટેલાં બદામ પસ્તા, તેટલીજ ખાંડ, અને ૦। તોલો એલચી, એ સર્વેને મેળવી નાખવું. પછી રોટલીની અકેક ચીપ લઈ તેને પાનના બીડાં માફક ત્રીકોણ આકારનું વાળી તેમાં થોડો થોડો માવો ભરી બંધ કરવા અને ઘઉંની લાહી બનાવી તેનેથી ચીકટાવી ૦। શેર ઘીમાં તળી માવાના સમોસા ખાવા.

## ના૦૧૨૮. તુવરની દાળના સમોસા.

સર્વે ક્રીયા ઉપર માફક કરવી, પણ માવાને બદલે તેમાં તુવરની દાળનો માવો નીચે લખ્યા પ્રમાણે બનાવી ભરવો. ૦। શેર તુવરની દાળને બાફવા મુકવી. તેમાં ૧ વાલ હલદ અને ૦॥ તોલો નીમક નાખવું. જરા નરમ થાય એટલે તેને ઉતારી પાણી નીતારી નાખવું, અને પાછી થોડો વાર ધીમી આંચે ચુલાપર રાખી ઉતારવી. ઠંડી પડે ને તેમાં એક કાંદાની બારીક કાપેલી કાતરી, ૦। તોલો મરી, ચાર ફુદીનાના બારીક કાપેલા પાંતરાં, અને એક લીંબુનો રસ નીચવી સર્વે કાલવવું, અને તેને ધુંગારવું એટલે તેના ઉપર નાહનો આતશનો કટકો મુકી ૦। તોલો ઘી નાખી તરત ઢાંકણ ઢાંકવું એટલે ધુમાડો બાહાર નહીં જાય. એજ પ્રમાણે મગની દાળના અથવા ચણાની દાળના પણ સમોસા થશે.

## ના૦૧૨૯. શીર બીરીન યા દુધપાક.

બે શેર કકડા પડતા દુધમાં આઠ તોલા અલવાના ચોખા ધોઈને અથવા જરા ઘીનો હાથ દઈને નાખી ઘુંટયા કરવું. ચોખામાં

દુધ પચીને ખીલે અને દુધ ઘાડું થાય એટલે તેમાં ૦॥ શેર અને ૪॥ તોલા ખાંડ નાખી દુધ, ચોખા, અને ખાંડનો સારો મેળ મળે ત્યાં સુધી ઉકાળીને ઉતારવું. પછી ઉપર બદામ પસ્તાંની કાતરી તથા ૦। તોલો એલચી તથા જાયફળની ભુકી તેમાં મેળવવી. ઘઊંનો રવો, ચોખાનો આટો, કુટેલાં ખસરાં, તથા સેવ વીગેરેનો પણ ઉપર લખ્યા પ્રમાણે દુધપાક કરવો.

## ના૦૧૩૦. બાસુદી.

બે શેર દુધને ચુલા ઉપર મુકી બાળતાં એક શેર ઘાડુ દુધ રહે ને ઉતારવું. ઠંડુ થયા પછી ૦॥ શેર ધોએલી ખાંડ જેને બુરૂ કહે છે તે નાખી એકરસ કરવું. પછી દુધપાકમાં લખેલો મેવો તેમાં નાખી મેળવવું.

## ના૦૧૩૧. માવો.

બે શેર દુધને ચુલા ઉપર રાખી ઘુંટયા કરવું. અને ઘટ થઈ જાય ને નીચે ઉતારવું એટલે મોળો માવો થયો. મીઠો માવો કરવો હોય તો માવો ઠંડો પાડી તેમાં ૦। શેર બુરૂં મેળવવું. શોખ હોય તો સુકો મેવો નાખવો.

## ના૦૧૩૨. મગની દાળની બરફી.

એક રતલ મગની દાળને ચાર પાંચ કલાક પાણીમાં ભીંજવી રાખી પછી વાટીને બારીક કરવી અને તેને ૦॥ શેર કકડા પતા ઘીમાં નાખી બરાબર શેકી માવા જેવી નરમ કરી ઉતારવી. પછી ૧ શેર ખાંડની ચાસણી કરવા મુકવી તેમાં બે વાલ કેશર થોડા પાણીમાં દાહોવી ચાસણી થતી હોય તેમાં નાખવી. પછી ચાસણીમાં ઉપલી દાળ, બે તોલા બદામ પસ્તાની કાતરી તથા ચારોળી. અને ૦। તોલો એલચી મેળવી ખુમચામાં પાથરવી અને બરફી જેવા કટકા કરવા.

## ના૦૧૩૩. બરફીચુરમું.

બે રતલ ઘઊંના આટામાં પાંચ તોલા મોણ ઘી નાખી આટાને પાણીથી કઠણ બાંધવો અને તેના વીશ મુઠીઆં વાળી કઢાઈમાં એક શેર ઘી નાખી લાલ રંગના તળવાં. તળાઈ રહ્યા પછી ઠંડા પાડી તેને ભાગી ભુકો કરવો, અને તેમાં ૦॥ શેર ઘી અને ૦।

શેર ખાંડ મેળવી થાળીમાં દબાવી પાથરવું અને તે ઉપર ૦। શેર ઘી તાવી ફરતું રેડો થોડી બદામ પસ્તાની કાતરી અને ચારોળી ઉપર ભભરાવી એક રાત ઠરવા દઈ બરફી રોકા કટકા પાડવા. ૦। તોલો એલચી અને ૦॥ તોલો જાયફળની ભુકી ખાંડની સાથે અંદર નાખવી.

## ના૦૧૩૪. મોહનઠાર.

૧ શેર જાડા ચણાના આટાને ૦। શેર ગરમ દુધ અને ૦। શેર ગરમ ઘી એકઠાં કરી તેમાં નાખી સારી પેઠે જોરથી ચોળવો ને થોડો વાર રાખી પેણામાં ૨ શેર ઘી રેડી તેમાં આટો નાખી સારો લાલ તળવો. મરજી પડે તો નવટાંક દુધ તળતાં તેમાં છાંટવું. પછી ૩ શેર ખાંડની ત્રણ તારી ચાસણી કરી તેમાં ૩ વાલ કેશર અને ૧ તોલો એલચીની ભુકી અંદર નાખી શેકેલા આટામાં ચાસણી નાખી એકરસ કરી બરફી જેવું જાડું કથરોટમાં પાથરવું. તે ઉપર છોલેલી ૨ તોલા બદામની કાતરી, ૧ તોલો પસ્તાની કાતરી અને ૨ તોલા ચારોળી ભભરાવવી. પછી ઠંડુ પડીને ઠરે એટલે બરફી જેવા કટકા પાડવા, ને મોહનઠાર ખાવો. જો ઉપર રૂપા અથવા સોનાનો વરખ ચઢાવવો હોય તો બદામ, પસ્તા, અને ચારોળીનો ભુકો કરી આટામાં ચાસણી મેળવતી વખતે અંદર મેળવીને એકરસ કરી કથરોટમાં પાથરી ઉપર વરખ ચઢાવવો.

## ના૦૧૩૫. જલેબી.

બે રતલ ઘઉંના મેંદામા ૫ તોલા ઘીનુ મોણ નાખી જરા ગરમ પાણીથી નરમ પલાળવો અને તેને સોળ કલાક સુધી ઢાંકી રાખવો એટલે ખીલી આવશે. પછી ૫ શેર ખાંડ અને ૩ શેર પાણીમાં ૦। શેર દુધ રેડીને ચાસણી કરવા મુકવી અને ઉપર કચરાની છારી તરી આવી હોય તે કાઢી નાખી, ત્રણતારી શીરો બનાવવો અને ચુલા ઉપર જરા ગરમ રહે ત્યાં મુકી રાખવો. ત્યાર પછી લોખંડની થાળી યા કઢાઈમાં ૨ શેર ઘી ગરમ કરવું અને એક નાળીઅરની કાચલીને નીચેથી છેદ પાડી તેમાં ઉપલો આટો ભરી ઘીની કઢાઈમાં ગોલ આકારે જલેબી પાડવી. તળાઇને ઘીની ઉપર જલેબી તરી આવે એટલે બે લાકડાના હાથલાથી તેને ફેરવી નાખી

કઢણુ તથા બેઉ પડ લાલ થાય એટલે બાહાર કાઢવી અને શીરાનું વાસણ જે બીજા ચુલાપર હોય તેમાં તરત છોડી ચમચે દાબી શીરો પીએ ને બાહાર કાઢવી; અને ઉપર ગુલાબના ફુલના પાંતરાં, પસ્તાંની કાતરી ચારોળી તથા એલચી અને જાયફળની ભુકી ભભરાવવી. નાની જલેબીના ૩ાા આંટા અને મોટી જલેબીના ૭ આંટા પાડવા. આંટા પાડવાની રીત એ છે કે પેહેલાં બાહારના મોટા આટાંથી આંટા પાડવાનુ શરૂ કરવું. નાહાની જલેબીમાં ત્રણ ગોલ આંટા પાડી પછી એક સીધો વચમાંનો આંટો લઈ બંધ બાંધવો. મોટી જલેબીમાં છ ગોલ આંટા પાડી પછી સાતમો વચમાનો સીધો આંટો દોરી બંધ બાંધવો.

## ના૦૧૩૬. નાનખટાઇ.

૧ રતલ ઘઉંના રવામાં ૧ શેર મેંદો ભેળી તેમાં ૧ શેર ઘી તથા ૧ શેર ખાંડ નાખી પાણી નાખ્યા વગર આટો ખુબ મસળી સારો કેળવીને બાંધવો. બાંધવામાં હરકત પડે તો જરા દુધ છાટવું. પછી જોઇતા કદના ગોળા વાળી તેની ઉપર નાહાની ચાહની રકાબી ઊંધી દાબવી એટલે નાનખટાઇનો આકાર બની રહેશે તે ઉપર ચાકુથી કાપા પાડી તેમાં છોલેલી બદામના ચાર પાંચ ફાડચાં બેસાડવાં અને પછી તંદુરમાં અથવા મોટી તપેલીમાં રેતી પાથરી તેમાં નાનખટાઇની રકાબી મુંકી ઉપર ઢાંકણ ઢાંકી નીચે થોડો અને ઉપર ઘણો અંગાર રાખી ઉપલું પડ લાલ થાયને બાહાર કાઢવી. આટો મસળતી વખતે જોઇએ તો થોડી એલચી ખાખરી કરી સાથે મેળવવી.

## ના૦૧૩૭. મેહેસુર.

એક શેર ચણાના આટામાં ચાર તોલા કકડતું ઘી નાખી મેળવવું અને આટાને કઢાઇમાં નાખી તવેથા વડે તળે ઉપર કરી શેકીને નીચે ઉતારવો. પછી તપેલા અથવા કઢાઇમાં એક શેર ખાંડ નાખી તેમાં ૦ા શેર પાણી રેડી ચુલે મુકવું. બીજી તપેલીમાં એક શેર ઘી ગરમ કરવું. ખાંડની ચાસણી તઇઆર થાય અટલે તેમાં ઉપલો ચણાનો શેકેલો આટો નાખી તવેથાથી ઘુંટવું. ઘુંટતી વખતે તેમાં ગરમ કીધેલા ઘીની થોડી થોડી ધાર ઉપરથી રેડતા જવું અને ઘુંટતા જવું. થોડાવારમાં જાળી ઉપડી આવશે. પછી તેને ચુલા ઉપરથી ઉતારતાંજ તુરત બીજી ઉંડી થાળી યા કથરોટમાં સરખું રેડી દેવું. બે મીનીટ પછી

જરા બંધાય એટલે છરીથી કાપ મુકવા અને ઉપર થોડી જાયફળની ભુકી તથા એલચી કુટીને ભભરાવવી. પછી છરીથી બે ત્રણ કટકા મેહે-સુરના કીનારી પરથી કાઢીને થાળીને જરા વાંકી કરી મુકવી, એ-ટલે જે વધારાનુ ઘી હશે તે બધું નીકળી આવશે, તેને ચમચા વડે કાઢી લેવું. મેહેસુર ઠંડો પડે એટલે ઉપયોગમાં લેવો. આ લખવા પ્રમાણે ઘઉંનો પણ મેહેસુર થશે.

## ના૦૧૩૮. મેહેસુર બદામનો.

૧ શેર બદામને ગરમ પાણીમાં ભીજવી છાલ કાઢી નાખીને તવા ઉપર જરા ઘી આપી તેમાં શેકી છુંદીને આટા જેવી કરવી. પછી ૧ શેર ખાંડની ચાસણી બનાવી તેમાં બદામનો આટો તથા ૦॥। શેર ઘી નાખી ઘુંટયા કરવું. જ્યારે ઘી પચી જઇને ખાંડનુ પડ જેવું ઉપર આવે કે તુરત ખુમચામાં ઘી લગાડી તેમાં પાથરી દેવી. થાળીમાં પાથરતા વાર લગાડશો તો બંધાઈ જશે અને પછી પથરાશે નહીં. પછી ઉપર સુકો મેવો ભભરાવી છરીથી કાપ મુકી કટકા છુટા કરવા.

## ના૦૧૩૯. બદામની ભાખરી.

૦॥ શેર બદામના મગજને પાણીમાં બાફી તેની છાલ કાઢી પથ્થરના પાટાપર આટા જેવું બારીક વાટવું, અને તેમાં ૪ તોલા શાકરનો ભુકો કરી બદામના મગજ સાથે બહુજ ઝીણો વાટી તેના બે ગોળા વાળવા. પછી થાળીપર જરા ઘીનો હાથ લગાડી તેને હલકે હાથે ભાગી નહીં જાય તેમ વણવા. વણતી વખતે કોર ભાગીને છુટી પડે તો પાછી મેળવવી. અને તવેથા અથવા છરી વડે થાળીપરથી છુટી પાડી ઉપાડવી નહીં, કારણ કે ભાગી જશે; પણ થાળીને ઉંધી વા-ળીને હાથપર ભાખરી ઝીલીને તવાપર એક તોલો ઘી નામી તે પર મુકવી અને એક પડ બરાબર શેકાઈ લાલ થાય એટલે તવેથાથી બી જું પડ ધીરેથી સંભાળીને ફેરવવું. બેઉ પડ લાલ થાય એટલે કા-મમાં લેવી. એ ભાખરી મહીના દીવસ સુધી રાખી ખવાશે.

## ના૦૧૪૦. કાંદાની ખીર.

૫ શેર કાંદાની બારીક કાતરી કરી, ૧૦ શેર ઉકળતા પાણીમાં

નાખવી, તેમાં ૧ તોલો તજના કટકા નાખવા. પછી ૧ તોલો જીરાંની ત્રણ પોટલી બનાવી, એક પોટલી પેહેલાં નાખવી ૦। કલાક ઉકાળયા પછી તેમાંનુ પાણી, તજ, તથા જીરાંની પોટલી કાઢી નાખવી. ફરીથી પાછું એટલુંજ નવું પાણી, તજ, તથા જીરાંની બીજી પોટલી નાખી ૦। કલાક ઊકાળવું અને તેમાંનુ પાણી, તજ, તથા જીરાંની પોટલી પાછી કાઢી નાખવી. એ પ્રમાણે ત્રીજી વખત કરવું. પછી કાંદાનો માવો બાહાર કાઢી કપડામાં બાંધી ટાંગવો એટલે તેમાંનું બધું પાણી ૦। કલાકમાં નીગરાઇ જશે. પછી ૩ શેર દુધને બે ત્રણ કકડા પાડી તેમાં કાંદાનો માવો નાખી ૦। કલાક ઉકળવા દેવો, અને તેમાં ૦॥ શેર ખાંડ, ૦। શેર બદામ પસ્તાની કાતરી નાખી ચમચ કરો, ધીમી આંચે રાખવું, અને ખાંડનું પાણી સુકાય અને ખાંડ મળી જાય એટલે ૦। તોલો એલચી તથા એક તોલો ગુલાબનું પાણી નામી ઉતારવું, અને ઘઊંની રોટલી સાથે ખાવું.

## ના૦૧૪૧. કાંદાનો હલવો.

કાંદાની ખીરમાં લખ્યા મુજબ ત્રણ વખત ૧૦ શેર કાંદાની કાતરીઓને ઉકાળી તેને કટકામાં બાંધીને નીચવવું. પછી ૦। શેર ગુલાબના પાણીને તપેલીમાં રેડી ઢાંકણ ચપટ ઢાંકી ચુલા ઉપર ધીમી આંચે રાખવું. ગુલાબનુ પાણી તદન સુકાય એટલે તરતજ કાંદાનો માવો અંદર આપી દેવો, અને ઢાંકણ ઢાંકવું. આથી એક મીનીટમાં ગુલાબની સોહરમ કાંદામાં ભરાઇ જશે. પછી તેમાં ૧ શેર ઘી નામી તેને શેકવું, પણ લાલ નહીં કરવું. અને તેમાં ૦॥ શેર દુધનો માવો તથા ૦। શેર બદામ પસ્તાની કાતરી નાખી ઘુંટવું. પાંચ મીનીટ પછી તેમાં ૦। તોલો એલચી, ૧ શેર ખાંડ, અને ૪ વાલ કેશર ને ૦। તોલા પાણીમાં પીગળાવી અંદર નાખવાં, અને તળે ઉપર કરી ઘી છુટું પડે એટલે ઉતારી પાડવું. આ હલવો ૨ તોલાથી વધારે ખાવો નહીં.

## ના૦૧૪૨. કોપરાપાક.

બે નાળીએરના ખમણને નિચોવી તેમાંનું દુધ કાઢી નાખવું. પછી ૧ શેર ખાંડની ચાસણી કરવી. ચાસણી સારી થયા પછી નિચે ઉતારી તવેથાવડે તેને ઘુંટવી, અને જરા ઠંડી પડે ને તેમાં ઉપલું સુકાં

કોપરાનું ખમણ નાખી સારી પેકે એકરસ કરવું. પછી એક ખુમચા-માં એક આંગલ થડ થાય એવી રીતે સરખું રેડી બંધાવા દેવું, અને છરીથી કટકા પાડવા.

## ના૦૧૪૩. મોતીચુર.

એક રતલ ચણાના આટાને ૦। શેર ઘીમાં ખરમોટી ત્રણ ચાર કલાક સુધી ઢાંકી રાખી પાણીથી મધ્યમ રીતનો બાંધવો. પછી પેણામાં ૧ શેર ઘી ગરમ કરી તેની ઊપર ઝારો ગોઠવી તેમાં ચણાનો બાંધેલો આટો ચોળી ઝીણા ઝીણા દાણા પેણામાં ટપકાવવા અને લાલ રંગના તળવા. પછી દેઢ શેર પાણીમાં ૪ શેર ખાંડનો શીરો બનાવી તેનો મેલ કાપવા સારૂં બે ફુલીઆં દુધ રેડી શીરાને ગાળીને પાછો ચુલે ચડાવવો અને પાંચ તારી ચાસણી તઈઆર થતાંજ તેમાં પેલા તળેલા દાણા અંદર છોડી બેઆનીભાર કેશરને ૧ તોલા દુધમાં ભીજવી રેડવું. અને તળેલા દાણામાં ચાસ પચી રહેને ખુમચામાં રેડી એક સરખું પાથરવું અને ઉપર બદામ, દરાખ, પસ્તા, ખડી સાકર થોડી થોડી ભભરાવી છરીથી કાપ મુકવા. બે તોલા એલચીની ભુકી દાણામાં ચાસણી રેડતાંજ અંદર મેળવવી.

## ના૦૧૪૪. બુંદીના લાડવા.

૨ રતલ મધ્યમ વલના ચણાના આટામાં ૪ તોલા ઘીનુ મોણ નાખીને પાણીથી લોંદાની માફક કાળવવો, અને તે પછી ૧ શેર ઘી પેણામાં ચુલે મુકી તે ગરમ થાય એટલે તે ઉપર ઝારો જરા આડો મુકી તેમાં થોડો થોડો ચણાનો લોંદો નાખી ઘસતા જઈ પેણામાં બુંદીઓ ટપકાવવી અને લાલ થાય એટલે બીજા ઝારાવડે કાઢી લેવી. પછી બીજા ચુલા ઉપર ૩ શેર ખાંડનો ૧॥ શેર પાણીમાં પાંચતારી શીરો ધીમી આંચે બનાવી તેમાં તળેલી બુંદીઓનો ભુકો કરી છોડવી. પછી તે ઊપર જાયફળની તથા એલચીની ભુકી તથા બદામ પસ્તાની કાતરી કરી ભભરાવી લાડુ વાળી નાખવા.

## ના૦૧૪૫. સેવના લાડવા.

૧ રતલ ઘઊંની સેવને ૩ તોલા ઘીમાં શેકવી. પછી ૧॥ શેર ખાંડની કઠણ ચાસણી કરી તેમાં સેવ નાખવી અને સેવમાં ચાસણી પચી રહે એટલે નીચે ઉતારી ઠંડુ પાડી જોઈએ તો ઉપર સુકો મેવો

ભભરાવી લાડવા વાળવા. લાડવા હાથને ચોંટી જતા હોય તો જરા ઘીનો હાથ લેવો.

## નાο૧૪૬. ચોખાના લાડવા.

બે રતલ ભીજવીને સુકવેલા ચોખાનો આટો કરવો અને ૧ તપેલીમાં ૧ા શેર પાણી તથા ૧ તોલો ઘી નાખી કકડા પડે એટલે તેમાં આટો નાખી ચમચ કરવી અને તે ઊપર ઢાંકણ ઢાંકવું. થોડો વાર થાયને નીચે ઉતારી આટાને ખુબ મ ળી કોદીઆ જેવો આકાર કરી અંદર ગમેતો તળેલું ખજુર યા કોપર નું ખમણ, અથવા તો મીઠી દાળ ભરી ગોળા વાળી દેવા. પછી ચુલા ઉપર અરધી તપેલી પાણી ભરી તે ઊપર ચાળણીમાં લાડવા ગોઠવી ઢાકણ ઢાકવું એટલે લાડવા બફાઇ તઇઆર થશે. બફાઈ રહેથી ઊતારવા.

## નાο૧૪૭. દુધીનો મુરબો.

ચાર રતલ દુધી છોલીને કાપી મોટા ટુકડા કરવા અને તેને કાંટાથી ચોખીને પાણીમાં બોળી રાખવા. પછી બે શેર ખાંડમાં એક શેર પાણી રેડી તેમાં ૧ લીંબુ છાલ સુધાં કટકા કરી નાખવું, અને તેનો શીરો બનાવી કપડાથી ગાળી નાખી પાછો ચુલે મુકવો અને તેમાં ઊપલી દુધીમાંથી પાણી નીતારી અંદર આપવું અને દુધીમાં શીરો પચે અને શીરો ઘટ થાય ને ઊતારવું. ઊપર એલચી ભભરાવવી. પેહલે દુધી ચાખી તપાસવી કે કડવી નહીં હોય, નહીં તો બધો ઘાણ બગડશે. શીરો વધારે પાકકો કરી રાખવાથી ઘણા દીવશ સુધી મુરબો બગડશે નહીં. ખમણેલી દુધીનો મુરબો કરવો હોય તો આખી દુધીને છોલી ચાખીને પછી ખમણી નાખવી અને ટોપલીમાં ભરવી કે પાણી નીતરી જશે. પછી શીરામાં નાખી ઊપર લખ્યા મુજબ બનાવવો. અગરજો દુધીના વરખનો મુરબો કરવો હોયતો દુધીની ગોલ કાતરીઓ પાડી તેનો વરખ કાઢવો અને ઉપર જણાવ્યા પ્રમાણે કરવો.

## નાο૧૪૮. ભુરા કોહળા યા ગાજરનો મુરબો.

દુધીના મુરબામાં દરસાવ્યા મુજબ ભુરા કોહળા અથવા ગાજરના કટકાનો, ખમણેલો અથવા તો વરખ કાઢેલો મુરબો બનાવવો. ગાજરની વચમાં જે શાખારેકો દાંડો આવે છે તે કાઢી નાખવો.

## ના૦૧૪૯. કેરીનો મુરબો.

કેરીનો મુરબો પણ દુધીના મુરબા મુજબ કરવો. ફેર એટલોજ કે કેરીના ચોળેલા ટુકડાને અથવા ખમણને પાણીમાં નાખી બાફી કાઢવાં. અને પછી વાંસની ટોપલીમાં કાઢી નીતારી નાખવાં. પછી શીરામાં નાખી ઉપર મુજબ કરવો. આંમળાંનો મુરબો પણ એજ મુજબ કરવો. આંમળાં યા કેરીના મુરબામાં જેટલી કેરી અથવા આંમળાં વજનમાં હોય તેના કરતાં બમણી ખાંડ લઈ તેનો શીરો બનાવવો.

## ના૦૧૫૦. શીરમાલ.

૨ શેર મેંદાને ૧ શેર રવામાં ભેળી તેને આઠ તોલા ઘીમાં કાલવવો. પછી કુંજાના ઘાટનુ નાહનું માટીનું વાસણ લઈ તેમાં ૨ તોલા ચણાની દાળ અને ૪ તોલા પાણી રેડી આખી રાત ભેલરટમાં મુકી રાખવું. સવારે તે પાણી ઉપર ફીણ આવશે. તે પાણી ફીણ સુધ્ધાં લઈ તે વડે આટાને બાંધી તેમાં થોડું થોડું ગરમ દુધ નાખી સારી પેઠે ગુંદવો. પછી તેમાં ૦॥ શેર મલાઈ મેળવવી, અને ૦॥ કલાક સુધી ખાદી યા ગરમ કપડું ઉપર નાખી ઢાંકી રાખવો. પછી તેમાં ૦॥ તોલો નીમક મેળવી તેના આઠ ગોળા વાળી કથરોટપર જરા આટો ભભરાવી તેની ઊપર એક ગોળાની પાન રોકા ઘાટની મોટી રોટી વણવી, અને તવાપર જરા ઘીનો હાથ લગાડી તે ઉપર રોટી મુકી ભઠીમાં ભુંજી નાખવી. લાલ રંગની થાય એટલે તઈઆર થયલી સમજવી.

## ના૦૧૫૧. બાકરખાની નાન.

૧ શેર મેંદામાં ૧ શેર રવો ભેળી તેમાં ૦॥ શેર ઘી મેળવવું, અને ખમીરના પાણીથી આટો બાંધી થોડું ગરમ પાણી નાખી આટાને ગુંદવો. પછી આટાપર ખાદી યા ગરમ કપડું ઢાંકી એક બે કલાક ચુલા આગળ જરા ગરમ જગા ઉપર રાખી મુકવો એટલે આટો ખીલશે. પછી કથરોટપર આટો છાંટી ૦। શેરનો ગોળો લઈ તેને ગોળ વણવો, તેની ઉપર જરા ઘીનો હાથ ચોપડી, નીચેની અરધી રોટલીપર કાપ મુકી, ત્યાંથી તેને વીટાળીને વીટો ક-

રવો. પછી તવાપર મુકી રોટી થાપવી અને તંદુર યા ભઠીમાં મુકી ભુંઝ નાખવી.

## ના૦૧૫૨. દુધીનો હલવો.

૧ મીઠી દુધી ૫ શેરના વજનની છોલી સાફ કરી તેને ખમણી નાખવી, અને તેને ચુલાપર પાણી નાખ્યા વગર મુકી બાફી નાખવી. બફાયા પછી કપડામાં બાંધી દુધીનુ છુટેલું પાણી નીતારી કાઢવું. પછી એક શેર ગરમ ઘીમાં દુધીના ખમણને નાખી જ્યાં સુધી તે છુટું પડે ત્યાં સુધી ભુંજવું. પછી તેમાં ૦। શેર દુધનો માવો, ૦। શેર કુટેલી બદામ પસ્તાં નાખવાં, અને આસરે ૦। કલાક ધીમી આંચે રાખી તેમાં ૦।।। શેર ખાંડ, ૨ વાલ કેશર પાણીમાં પલાળીને, તથા ૦। તોલો કુટેલી એળચી નાખવી. પછી તળે ઉપર કરી ઉતારવું. ગાજરનો હલવો પણ ઉપર પ્રમાણે કરવો, પણ વજનમાં ૨।। શેર લેવાં.

## ના૦૧૫૩. પટેટાનો હલવો.

૨ શેર પટેટાને છોલી ત્રણ ત્રણ ટુકડા કરવા, અને તેને ૧ શેર ઘીમાં તળી નાખવા. પછી તેને ઠંડા પાડી ચાળણીમાં નાખી ઘસવા, એટલે બધો માવો નીચે રાખેલા વાસણમાં પડશે. તળતાં જે ઘી બાકી વધ્યું હોય, તેને ગરમ કરી તેમાં પટેટાનો માવો નાખી ભુંજવો, અને માવો છુટો પડે એટલે તેમાં ૦। શેર દુધનો માવો, દોઢ પાસેર કુટેલાં બદામ પસ્તાં નાખી ધીમી આંચ રાખવી, અને ઘી છુટું પડે એટલે તેમાં ૧ શેર ખાંડ, ૦। તોલો એળચી અને ૨ વાલ કેશરનું પાણી કરી રેડવું. પછી તળે ઉપર કરી પાંચ મીનીટમાં ઉતારી પાડવું. સકરકંદનો હલવો પણ ઉપર લખ્યા પ્રમાણે કરવો.

## ના૦૧૫૪. પટેટાનો ઝરદો.

૧ શેર પટેટાને છોલી તેની બારીક કાતરીઓ કરવી. પછી તેને કાપીને સળીઓ બનાવીને ૧ કલાક પાણીમાં ભીજવી રાખવી. પછી ૦। શેર ખાંડને ૪ તોલા ઘીમાં નાખી ઘી ગરમ થાય એટલે તેમાં ૦। શેર પાણી રેડી જરા ઘટ ચાસણી કરવી અને તેમાં પટેટાની સળીઓ આપવી. તેની ઉપર નવટાંક બદામ પસ્તાંની કાતરી, ૨ વાલ

કેશરનું પાણી, એક તજનો ટુકડો અને બે ચાર આખી એળચી નાખવી, અને પાંચ મીનીટ ધીમી આંચે રાખી ઊતારી પાડવું.

## ના૦૧૫૫. કારેલાંનો મુરબો.

૪ શેર કારેલાંને તદ્દન છોલ્યા વગર વચમાંથી ચીરીને તેનો ગર કાઢી નાખવો, અને તેને કાંટાથી ચોબા આપી તેમાં નીમક સારી પેઠે ભરવું, અને ૧ કલાક તડકામાં રાખવાં. પછી તેને ૧૦ શેર છાશમાં ૨૪ કલાક સુધી નાખી મુકવાં. બીજે દીવસે તેને બાહાર કાઢી તેમાં પાછું નીમક ભરી તડકે ૧ કલાક સુકવી ફરીથી ૧૦ શેર નવી છાશમાં ૨૪ કલાક સુધી રાખી બાહાર કાઢવાં. એજ પ્રમાણે ત્રીજી વખત પણ કરવું. પછી અકેક કારેલાની ઉપર દોરો વીંટાળવો, જેથી તે છુટી નહીં જશે. પછી તેને ૧૦ શેર પાણીમાં ઉકાળવાં અને પાંચ સાત કકડા આવે એટલે પાણી કાઢી નાખી બીજું પાણી બદલી પાછું ઉકાળવું. આ પ્રમાણે પાંચ છ નવા પાણીમાં નાખી ઉકાળવું. ત્યાર બાદ ૧॥ શેર ખાંડમાં ૪ શેર પાણી નાખી ચુલાપર રાખવું. તેને જોશ આવે ને તેમાં પેલાં કારેલાં નાખવાં, અને ૧૦ મીનીટ ઉકાળીને તેમાનું પાણી નીતારી નાખવા સારૂં ૦॥ કલાક સુધી ચાળણીમાં રાખી મુકવું. પછી ૮ શેર ખાંડમાં ૧॥ શેર પાણી રેડી તેની ચાસણી કરવી, અને તેમા કારેલાં આપી, ૨ તોલા તજ તથા ૦। તોલો આખી એળચી નાખવી. પછી ૦॥ તોલો કેશરનો બારીક ભુકો કરવો; અને ૦॥ તોલો ગામઠી ગુલીનો ભુકો કરી તેને નવટાંક પાણીમાં ૪ કલાક ભીજવી રાખવો. પછી ફકત તેમાનું ઉપર તરી આવેલુંજ નીતરૂં પાણી કાઢી લઈ તેમાં કેશરનો ભુકો નાખવો, અને તે પછી કારેલાંમાં રેડવું અને ૦। કલાક રાખી કારેલાં પાછો પોતાનો અસલ લીલો કંચન જેવો રંગ પકડે ને ઉતારવાં.

## ના૦ ૧૫૬. બલુ મન.

૧ શેર બદામને છોલી બે ગલાસ ગુલાબના પાણીમાં પીસવી. પછી ૬ શેર દુધને ચુલાપર મુકી તેમાં બે શેર ખાંડ નાખવી, અને દુધમાં ચાર પાંચ કકડા પડયા પછી તેમાંથી થોડું દુધ એક વાસણમાં લઈ તેમાં ૬ તોલા ઘઊંનું દુધ મેળવી એકરસ કરી ચુલા ઉપરના વાસણમાં રેડવું, અને જ્યાં સુધી દુધમાં ચીકાસ આવે ત્યાં સુધી ઘુંટયા

કરવું. ચીકાસ બરાબર આવે પછી ઊતારીને ઠંડું પાડવું, અને તેમાં પીસેલી બદામ તથા બે ચમચા વેણીલા નાખી સારી પેઠે એકરસ કરવું. ત્યારબાદ તેને સાંચાઓમાં ભરવું, અને તે સાંચાઓને એક બે કલાક સુધી બરફમાં મુકી રાખવા, જેથી બસુ મન બંધાઈ જશે.

# ભાગ બીજો.

## ના૦૧૫૭. ચાવલ બાફેલા.

૧ રતલ ચોખાને સારી પેઠે ધોઈ તેમાં ૩ બાટલી પાણી તથા ૧।। તોલો નીમક નાખી, ચુલે બાફવા મુકવા. બાફણ વળવા આવે ને ચમચ કરી તળે ઉપર કરવા. ચાવલ ચડીને નરમ થયા પછી અગર જો પાણી અંદર રહયું હોય તો ચુલા ઊપરથી ઊતારી ચાવલ ઓસાવવા, એટલે કે તેમાંનું પાણી કાઢી નાખવું, અને પછી ભેભરટપર અથવા ધીમી આંચે ચાવલ ગરમ રાખવા. જો ચાવલ નવા હોય અને એકદમ નરમ પડી લોંદા થઈ જતા હોય તો તેને ઓસાવ્યા પછી પાછા ચુલે મુકતી વખતે તેમાં ૨ તોલા ઘી નાખવું, અથવા તો પેહેલેથીજ પાણી ઓછું નામવું, એટલે ચાવલ મોકળા રહેશે.

## ના૦૧૫૮. ચાવલ વઘારેલા.

એક રતલ ચોખાને સારી પેઠે ધોઈ ૩ તોલા ઘીમાં બે કાંદા બારીક કાપી લાલ કરી તેમાં ચોખા નાખી વઘારવા, અને તે ઉપર ૦। તોલો જીરૂં, બે આનીભાર તજ લવંગ, તથા આખાં મરી અને ૧।। તોલો નીમક નાખી તળે ઉપર કરવું. પછી ચોખા સેહેજ ચડવા દઈ ૨। બાટલી પાણી રેડવું. પાણી સુકાઇને ચાવલ નરમ થાય, ને શોખ હોય તો ઘીમાં લાલ કીધેલી કાંદાની સળીનો વઘાર તથા તળેલી બદામ દરાખ અને ૦। તોલો આખી એલચી ઉપર ભભરાવી ઉતારી પાડવું.

## ના૦૧૫૯. ખીચડી બાફેલી.

એક રતલ ચોખા સારી પેઠે ધોઇને તેમાં ૦।। રતલ તુવર, મગ,

અથવા મસુરની દાળ ધોઇને મેળવવી. પછી તેમાં ૧।। તોલા નીમક, ૦। તોલો હલદ અને જીરૂં, તથા ૨। બાટલી પાણી રેડી ચુલા ઉપર બાફવા મુકવી. બાફણ વળતી વખતે ચમચ કરવી, અને ખીચડો ચડી રહયા પછો ધીમે અંગારે રાખી સીજી રહે ને ઉતારી ખાવી.

## ના૦૧૦૬. ખીચડી વઘારેલી.

એક રતલ ચોખા ધોઇને તેમાં ૦।। રતલ મગ, તુવર, અથવા મસુરની દાળ ધોઇને ભેળવી. પછી ઘીમાં બે કાંદા બારીક કાપી લાલ કરી તેમાં ચોખા ને દાળ નાખી વઘારવાં, અને તે ઉપર ૧।। બાટલી પાણી, ૦। તોલો હલદ, જીરૂં, અને બાદીઆન, ૧।। તોલા નીમક, બે આનીભાર તજ, લવંગ, અને આખાં મરી નાખા તળે ઉપર કરવુ. પાણી સુકાઈ ખીચડી નરમ થયા પછી ધીમી આંચે રાખી સીજવા દેવી.

## ના૦૧૬૧. બાજરીની ખીચડી.

એક રતલ બાજરીમાં ૦। શેર પાણી રેડીને છડવી, અને તેને જરા તડકે સુકવીને ઝાડકો નાખી ભુસું કાઢી નાખવું. તેમાં ૦।। રતલ મગની દાળ ભેળીને અઢી બાટલી પાણી તથા ૨ તોલા નીમક નાખી ચુલે ચડવા મુકવી. સારી પેઠે ચડી રહેવાથી પાણી સુકાઈ જશે. પછી તેને ઊતારી ઘી અથવા દુધ રેડીને ખાવી.

## ના૦૧૬૨. કુરદાળ.

૧ શેર ચોખા ધોઇને પાણીમાં થોડો વાર પલાળી રાખવા. પછી એક શેર તુવરની દાળને બે શેર પાણીમાં ઓરી બાફવા મુકવી, અને તેમાં ૦। તોલો હલદ અને ૧ તોલો મોઠું નાખવું. બફાયા પછી તેમાંનુ પાણી નીતારી કાઢી પલીદા બનાવવા સારૂં સાચવી રાખવું. (પલીદાની વાની આગળ આપી છે.) બાફેલી દાળમાં ઉપલા ભીંજવેલા ચોખા નાખવા, અને થોડું પાણી રેડી ધીમી આંચે સીજવા દેવું, અને તઇઆર થાય ને ઊતારવું.

## ના૦૧૬૩. બીરંજ.

એક રતલ કમોદીઆ ચોખા ધોઈ રાખવા, અને ૦। શેર ચણાની દાળને બે ત્રણ કલાક અગાઊથી પાણીમાં ભીંજવી રાખેલી હોય તેને પુરતા ઘીમાં તળી કાઢવી. પછી ૦। રતલ ઘીમાં ૦। તોલો

લવંગ નાખી તેમાં ચોખા વઘારવા. ચોખાને ઘીમાં સારી પેઠે સેકીને દોઢ બાટલી કકડા પડતું પાણી, ૦। તોલો કેશરનું પાણી અને પેલો તળેલી ચણાની દાળ નાખી એકરસ કરી ચોખા ચડવા દેવા. પાણી સઘળું બળી જાય ને તેમાં ૦॥ રતલ ખાંડ નાખવી. ખાંડનું છુટેલું પાણી સુકાયા પછી ૦॥ રતલ ઘી રેડવું, અને ઉપરથી ૨ તોલા તળેલી બદામ, દરાખ, અને ૦। તોલો તજની ભુકી ભભરાવી તળે ઉપર કરવું, અને ધીમી આંચે થોડો વાર રહેવા દઈ ઊતારવું, એટલે સ્વાદદાર બીરંજ બની રહેશે.

## ના૦૧૬૪. ચાવલનો ઝરદો.

બે રતલ ચોખા ધોઇને ભીંજવી રાખવા, પછી એક તપેલીમાં બે બાટલી પાણી નામી, તેમાં અરધા રૂપીઆ વજનનો એક હળદનો ગાંઠીઓ નાખી, પાણીને જોશ આપી રંગ ઓગળે એટલે હળદનો કટકો કાઢી લઈ, તેમાં પેલા ભીંજવી રાખેલા ચોખા પાણી નીતારીને નાખવા અને ચુલે મુકી ચોખા સીજવા આવે ને તમામ પાણી ગાળી કાઢવું. પછી ૫ તોલા ઘીમાં ૧૫ લવંગનો વઘાર આપી કકડાવવું, અને પેલા ચોખા અંદર નાખી એક શેર ખાંડ નાંખવી, ને ચોખા નરમાસ પર આવે ત્યારે થોડું પાણી છાંટી પાંચ તોલા કીસમીસ દરાખ ઘીમાં તળીને નાખવી. પછી તપેલી બંધ કરી ઢાંકણા પર તેમજ નીચે અંગાર આપી ચાવલ દમપર રાખવા ને તઈયાર થાય ને સ્વાદ લઇ ખાવા.

## ના૦૧૬૫. ઝરદો બીજી રીતનો.

૦॥ શેર ચોખાને ધોઈ નાખી બે બાટલી પાણીમાં બાફવા. નરમ થાય એટલે તેને ચાળણીમાં નાખી પાણી ઓસાવી નાખવું. પછી ૧ શેર ખાંડમાં ૦। શેર પાણી રેડી તેની ચાસણી કરી તેમાં બાફેલા ચાવલ આપી ઉપરથી નવટાંક દરાખ, બે તજના ટુકડા અને ચાર પાંચ આખી એળચી નાખવી, અને ૪ વાલ કેશરને પાણીમાં પલાળી તથા ૦। શેર બદામ પસ્તાંની કાતરી નાખવી. ચાવલમાં ચાસણી મળી જાય પછી ઢાંકણ કાઢી તપેલીના મોઢા પર ભીંના કપડાનો કટકો મુકવો, અને તેનો ઉપર ઢાંકણ ઢાંકી નીચેનો અંગાર કાઢી નાખો, ઉપર અંગાર મુકી ૦॥ કલાક સુધી દમ આપવો. પછી ૦। શેર ઘીને સારી પેઠે કકડાવી ઉપર રેડી દેવું, અને ૦। તો-

લો એળચીની ભુકી અને એક તોલો ગુલાબનું પાણી નામી ઉતારીને કામમાં લેવો.

## ના૦૧૬૬. તુવર પલાવ.

૧ શેર ચોખાને ધોઈ પાણીમાં ભીંજવી રાખવા. પછી ૨ શેર પાણીને કકડાવી તેમાં ૦ાા શેર તુવરની દાળ અને ૦। તોલો હલદ નાખી ચાર પાંચ જોશ આવવા દઈ ચાળણીથી ઓસાવી કાઢવી. પછી ૦। સેર ઘીમાં એક કાંદો લાલ કરો બે આખો એળચી, બે કકડા તજ, ૦ાા તોલો નીમક તથા બે વાલ ભાર સાહજીરૂં નાખી ઓસાવેલી દાળને તેમાં વઘારવી. પછી ૦। શેર દહીંમાં બે વાલભાર કેશર મેળવી નાખવું, અને પ્રથમથી પલાળી રાખેલા ચોખાને ચુલે મુકી બે તોલા નીમક તથા ૧ાા બાટલી પાણી રેડી ચોખા ચડે ને ઓસાવી નાખવા. પછી તે દાળમાં આપી તે ઉપર ભીંજાયલું કપડું ઢાંકી તે ઉપર ઢાંકણુ ઢાંકવું, અને ધીમી આંચે ૦ાા કલાક સુધી રાખવા. ચડી રહેથી એક બીજા વાસણમાં ૦ાા શેર ઘી લઈ તેમાં ૧ કાંદો કાપી લાલ કરી પલાવના વાસણમાં રેડવું, એટલે તુવર પલાવ તઈયાર થયલો સમજવો.

## ના૦૧૭૬. કુબલીપલાવ.

૧ શેર ચોખા તથા ૦। શેર ચણાની દાળ એ બેઉને જુદા જુદા વાસણમાં ભીંજવી રાખવા. પછી ૦। શેર ઘીમાં એક કાંદો કાપી લાલ કરી તેમાં ચણાની દાળ વઘારવી, અને તેમાં ૨ શેર પાણી રેડી ૦। તોલો એળચો અને લવંગ તથા બે ટુકડા તજ અને ૧ાા તોલો મીઠું નાખવું. દાળ ચડવા આવે ને પલાળી રાખેલા ચોખા તેમાં આપી ભીંજવેલું કપડું ઢાંકી ધીમી આંચે ચડવા દેવું. ચડી રહયા પછી ૦ાા શેર ઘીમાં એક કાંદો કાપી લાલ કરી પલાવના વાસણમાં રેડવું, અને ચમચ કરી ઉતારી હોંસથી ખાવુ.

## ના૦૧૬૮. લોભીઆ પલાવ.

તુવરના પલાવ પ્રમાણે બનાવવો. ફેર માત્ર એટલોજ કે તુવરને બદલે ચોળા વાપરવા.

## ના૦૧૬૯. કેરીનો પલાવ.

બે રતલ ચોખા સારી પેઠે ધોઈ ત્રણ બાટલી પાણીમાં ઉકાળી

એક તોલો નીમક અંદર નાખવું. ચોખા અધકચરા ચડે એટલે નીચે ઉતારી ઓહુયાંથી ઓસાવી કાઢવા. પછી બે રતલ પાકી કેરીનો રસ કાઢી ૦। શેર મલાઈ, ૦॥ શેર દુધ, અને ખાંડ, તથા બે આનીભાર કેશર અને એક તોલો ગુલાબનું પાણી લેવું. પ્રથમ દુધને ઊકાળી અરધું બળે એટલે તેમાં કેરીનો રસ, મલાઈ, તથા ખાંડ નાંખી ખુબ હલાવી તેને કેશર, અને ગુલાબમાં મેળવી એકરસ કરવું. પછી એક છાલકી તપેલીમાં પેલા બાફેલા ચોખામાંથી થોડા લઈ ફરતા પાથરી તે ઊપર સોજું ઘી ૦॥ તોલો નામી એક ખમણેલું જાયફળ અને ૦। તોલો એળચી છુંદીને ભભરાવવી, અને ઢાંકણ ઢાંકી ઊપર નીચે આતસ રાખી સીજારે થવા દેવું.

## ના૦૧૭૦. મુઝાફર સોલા.

૦॥ શેર ચોખાને ધોઇને બે બાટલી પાણીમાં બાફવા. બફાઈ રહયા પછી ચાળણીમાં ચોખા ઓસાવવા. પછી ૦। શેર ઘીમાં બે ત્રણ આખી એળચી અને બે તજના ટુકડા નાખી કકડો પાડી તેમાં ૦॥ શેર પાણી તથા ૨ શેર ખાંડ નાખી ચાસણી કરવી. પછી તેમાં ૦। શેર બદામ પસ્તાંની કાતરી, નવટાંક દરાખ, નવટાંક ચારોળી તથા ૪ વાલ કેશરનું પાણી નાખવું અને તેની ઉપર પછી બાફેલા ચોખા નાખી ચમચે હલાવ્યા કરવું. ૦। કલાક પછી ૪ લીંબુનો રસ, ૨ તોલા ગુલાબ અને ૦। તોલો કુટેલી એળચી નાખી ઉતારી પાડવું. આ વાની મોકળી નહીં પણ ચમચે ખાવા લાયક થશે.

## ના૦૧૭૧. તુવરની દાળ.

એક રતલ તુવરની દાળ સારી પેઠે ધોઇને ત્રણ બાટલી પાણીમાં ઓરી તેમાં ૦॥ તોલો નીમક અને ૦। તોલો હળદ નાખી, દાળ ચડી રહેને ઉતારવી, અને કડછીથી ઘુંટી નાખવી. એને પારસીઓ ખરી દાળ કહે છે. જો દાળ મસાલાની કરવી હોય તો તેમાં ૧॥ તોલો નીમક, ૦। તોલો હળદ, ૦॥। તોલો મરી અને ધાણાજીરૂં તથા ૧ તોલો કોકમ, અને એક જુડી કોથમીર બારીક કાપીને નાખવી. અગરજો વધારેલી મસાલાની દાળ કરવી હોય તો અઢી તોલા ઘીમાં બે કાંદા બારીક કાપી લાલ કરી તેમાં ૦॥ તોલો છુદેલું આદુ નાખી વઘાર કરવો,

અને એ વઘાર દાળમાં તરત આપવો. ઉપલી ત્રણે જાતની દાળ ખરી અથવા ઘટ થશે, પણ તેને પાતળી કરવી હોય તો તેમાં એકથી બે બાટલી સુધી પાણી રેડી પાછી ચુલે મુકી એક કકડો પાડી ઉતારી નાખવી. દાળ જુની હોય અને જલદી ચડે નહીં તો તેને પાણીમાં બાફતી વખતે બે વાલ જેટલો ખારો નાખવો, એટલે જલદીથી ચડી નરમ માવા જેવી થઈ જશે. શોખ થાયતો કેરીની મોસમમાં પાંચ છ કાચી કેરી છોલી તેની ચીરો કરી દાળ ચડી રહેવા આવી હોય તેમાં કેરીની ચીરો નાખવી. મસાલાની દાળ ખાટી મીઠી કરવી હોય તો આમલી અથવા કોકમનું ડોહોળું બનાવી તેમાં મીઠાશ સારૂં ગોળ નાખી એ મેળવણા દાળ તઈઆર થાયને અંદર નાખવી, અને કકડો પાડી ઉતારી કામમાં લેવી.

## ના૦૧૭૨. ઓસામણ.

તુવરની દાળ બફાઇને માવા જેવી થયા પછી તેમાં બાકી વધેલું પાણી નીતારી લેવામાં આવે છે તેને ઓસામણ કહે છે. દોઢ શેર ઓસામણના પાણીમાં ૧॥ તોલો કોકમ અને નીમક, તથા ૦। તોલો હળદ નાખી ઉકાળવા મુકવું. જો દાળ બાફતી વખતે આગળથી નીમક અને હળદ નાખી હોય તો તે નહીં નાખવું. પછી કડછીમાં ૦॥ તોલો ઘી લઈ તેમાં ૦। તોલો રાઈ તથા જીરૂં નાખી વઘાર કરવો. રાઈ તતડે એટલે વઘાર ઓસામણમાં આપવો, અને ઉપરથી ૦। તોલો છુંદેલું આદુ, ૦॥ તોલો ગોળ, એક બારીક કાપેલી કોથમીર તથા ૨ તોલા કોપરાંનું ખમણ નાખી ચમચ કરી ઓસામણને સારી રીતે ઉકાળી નીચે ઉતારવું. ચાવલ સાથે ખરી દાળ લઈ જરા ઘી નાખી તે ઉપર ઓસામણ નામી ખવાય છે.

ઓસામણની કઢી કરવી હોય તો ઓસામણના પાણીમાં બે મુઠી ચણાનો આટો પાણીમાં કાલવી નાખવો.

## ના૦ ૧૭૩. કઢી—દહીં તથા છાસની.

૧ શેર દહીં લેવું. દહીં જો ખાટું હોય તો તેમાં ૨ શેર પાણી રેડવું, અને જો દહી મોળું હોય તો તેમાં ૧ શેર પાણી રેડી રવીથી વલોવી દહીં ભાંજી નાંખવું, એટલે છાસ થઈ. તેમાં ૧॥ તોલો નીમક,

ા તોલો મરી, બે વાલ હળદ, અને ૧ જુડી બારીક કાપેલી કોથમીર નાખી એક રસ કરવું, અને તેમાં ૪ તોલા ચણાનો આટો સારી પેઠે મેળવી ચુલે ઉકાળવી. પછી કડછી લાલચોળ તપાવી તેમાં ૧ તોલો ઘી, ાા બારીક કાપેલો કાંદો તથા ા તોલો જીરૂં નાખી કકડાવી, ઊકળતી કઢીમાં નાખી તરત ઢાંકી દેવું, ને બે ત્રણ કકડા પાડી તય્યાર થાય ને ઊતારવું. જોઇએ તો આછતી છાસ લાવીને ઊપર મુજબ કઢી કરવી. કઢીમાં નીચે લખેલી ચીજો નાખવામાં આવે છે. બારીક કાપેલી મોગરી, વસઈગિરાં પાકાં કેળાંની કાતરી અથવા મુળાની કાતરી, તળેલા ભીંડા, બાફેલી શેકટાની શીંગ અથવા ફુલ, ધાણાં જીરાંના મસાલેદાર તળેલા ચણાના ડબકા અથવા મીઠા લીંબડાના પાંદડાં બારીક કાપેલાં જરા ખાંડ સાથે નખાય છે. એમાંની જેબી એક ચીજ પસંદ પડે તે નાખવી.

## ના૦૧૭૪. કઢી કોકમની.

બે તોલા કોકમને ઠંડા પાણીમાં ધોઇને દોઢ શેર ગરમ પાણીમાં આસરે ાા કલાક સુધી ભીંજવી રાખવી. પછી ખુબ ચોળી કોકમના કુંચાને પાણીમાંથી કાઢી નાખી, તેમાં એક તોલો મીઠું, ા તોલો હળદ, ાા તોલો મરી અને ધાણાજીરાંનો મસાલો, ચાર તોલા ચણાનો આટો તથા કોથમીરની જુડી એક કાપીને નાખવી. પછી એક તોલો ઘીમાં કાંદો બારીક કાપી લાલ કરી વઘારવી. તેમાં બે તોલા ગોળ નાખી કકડો આવે ને ઉતારવી.

## ના૦૧૭૫. આમલીનું ડોહોળું.

ાા રતલ આમલીને પાણીમાં ભીંજવી તેમાંથી બે શેર ડોહોળું કાઢી તેમાં છ તોલા ચણાનો આટો ડોહોવી એક તોલો મીઠું, ા તોલો હળદ, ાા તોલો મરી, અને ધાણાજીરાંનો મસાલો, બે તોલા ગોળ તથા એક જુડી કોથમીર નાખી ચમચ કરવી. પછી એક તોલો ઘીમાં એક કાંદો કાપી લાલ કરી થોડું આદુ તથા ા તોલો જીરૂં નાખી વઘાર કરવો, અને તે ડોહોળાંમાં આપી ઘટ થાય ત્યાં સુધી ચુલે રાખી ઉતારવું

## ના૦૧૭૬. આમલીનું ડોહોળું–બીજી રીતનું.

ાા રતલ આમલીને પાણીમાં ભીંજવી તેમાંથી એક બાટલી

ડોહેળું કાઢી તેમાં પાંચ લીલા કાંદાના ચાર ચાર કટકા કરી નાખવા. પછી એક જુડી કાપેલી કોથમીર, ૦। તોલો આદુ, મરી, તથા ધાણા-જીરૂં, બે આની ભાર હલદ, ૦।। તોલો મીઠું, એક તોલો ગોળ, એક મુઠી ચણાનો આટો તથા ૦।। તોલો ઘી એ સર્વે નાખી ચમચ ક-રવી, અને ચુલાઊપર મુકી થાયને ઊતારવું. ચુલેથી ઊતાર્યા પછી કલઈ વાળા વાસણમાં રાખવું, નહીં તો કટાઇ જશે.

## ના૦૧૭૭. વેંગણની બીરીઆંની.

છોલેલાં દોઢ રતલ વેંગણની પાતળી કાતરીઓ પાડી બે તો-લા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી તેમાં વેંગણ વઘારવાં, અને તે ઉપર ૦। તોલો જીરૂં, ૧।। તોલો મીઠું અને ૦।। તોલો મરી નાખી ચમચ કરવી. પછી એક બાટલી પાણી રેડી ચઢવીને ઊપરથી એક શેર દહીં નાખી એકરસ કરી ઉતારવું, અને ચાવલ સાથે સ્વાદ લઈ બીરીઆંની ખાવી.

## ના૦૧૭૮. તુરીઆંનું કોમળ.

એક રતલ કુમળાં તુરીઆંને છોલી અકેક ઇંચના ટુકડા કરવા, અને એક શેર પાણીમાં માવા જેવા બાફી પાણી નીતારી કાઢવું. અરધો શેર કોપરાંનું દુધ તઇઆર રાખવું. પછી ઝીણા નાકાની ચા-ળણીમાં બાફેલાં તુરીઆં નાખી ઉપરથી થોડું થોડું કોપરાંનું દુધ રેડી છાંણી કાઢવાં, અને કુંચો વધે તે નાખી દેવો. પછી ૦।।। તોલો નીમક, ૧। તોલો ખાંડ અને એક તોલો કોકમનું પાણી પેલા તુરીઆંના કો-મળમાં નાખી મેળવવું, અને ૦।। તોલો ઘીમાં ૦। તોલો જીરૂં નાખી વઘાર કરવો, અને તે વઘાર કોકમમાં આપી ઘુંટવું, એટલે તઇઆર થશે. એજ રીતે ગલકાંનું કોમળ કરવું.

## ના૦૧૭૯. કોપરાંનું કોમળ.

એક નાળીએરને બારીક ખમણીને ૦। શેર ગરમ પાણીમાં નાખી, ખુબ ચોળી કુંચા કાઢી નાખી, ફક્ત દુધ રાખવું, અને તે દુ-ધમાં ૦। તોલો આમલી ચોળીને નાખવી. પછી ૦।। તોલો મીઠું તથા એટલાજ વજનની ખાંડ મેળવીને ૧ તોલા ઘીમાં ૦। તોલો રાઈ તથા ૦। તોલો જીરાંનો વઘાર કરી ઉપલા કોમળમાં નાખવું.

ચુલે મુકવું નહીં, કારણ કે તે ફાટી જશે. આ કોમળ કઢીને બદલે ચાવલ સાથે ખવાય છે.

## ના૦૧૮૦. પાટીઓ.

ખીચડી સાથે ઘણું કરીને પાટીઓ ખાવાનો ઘણા જણને શોખ હોય છે, માટે નીચે લખ્યા મુજબ બનાવવો. પટેટા, કંદ, સુરણ, ટામેટા, કેળાં, વેંગણ, કમરખ, પંડોળાં, શેકટાની શીંગ, વીગેરે જે જણસનો પાટીઓ કરવો હોય, તેમાંની એક જણસ ૦ા રતલ લઈ અથવા તો બે ત્રણ જાતની પચરસી તરકારી લઈ કાપી સમારી નહના ટુકડા કરવા. પછી બે તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી તેમાં બે જુડી કાપેલી કોથમીર તથા થોડું છુંદેલું આદુ નાખી વઘાર કરવો, અને તેમાં તરકારી નાખવી. પછી ૦ાા તોલો નીમક, ૦ા તોલો મરી તથા ધાણાજીરાંનો મસાલો અને બે વાલ હળદ નાખી તેમાં ૦ા શેર પાણી રેડવું, અને તરકારી ચડી રહેવા આવે એટલે તેમાં ખટાશ સારૂં પાંચ તોલા આંબોસી ૦ા કલાક પાણીમાં આગમચથી બોળી રાખી હોય તેને ધોઈને નાખવી, અને ચમચ કરી તઈયાર થાય ને ઊતારવું. લેહઝત સારૂં પાટીઓ ચુલેથી ઉતારવા આગમચ જોઈએ તો ચાર તોલા કોપરાંનું દુધ નાખવું. ખટાશ સારૂં આંબોસીને બદલે જોઈએ તો કરમદાં અથવા બીલમરી નાંખવી.

## ના૦૧૮૧. લીલા વટાણાની આંમટી.

૦ા શેર વટાણાને એક શેર ઉકળતા પાણીમાં નાખી ઢાંકણ ઢાંકવું. પછી ૧૫ તોલા ચણાનો આટો લેવો અને ત્રણ તોલા કોકમને અરધો શેર પાણીમાં ચોળીને તેમાં આટો નાખવો, અને તેમાં ૧ાા તોલો નીમક, ૨ તોલા ધાણાજીરૂ, પાંચ વાલ હળદ, બે તોલા છુંદેલું આદુ, એક તોલો મરી, એક જુડી બારીક કાપેલી કોથમીર, ત્રણ તોલા કોપરાંનું ખમણ અને એક તોલો ગોળ અથવા ખાંડ એ સર્વેને એકરસ કરી ચણાના આટા સાથે બરાબર કાલવવું. અને ૦ા શેર પાણી રેડી નરમ કરવું. પછી એ બધું વટાણા ચુલાપર ચડતા હોય તેમાં નાખી ઉકાળવું. અગર જો ઘણું ઘાડું જણાય તો થોડું પાણી નાખી નરમ કરવું, અને કઢી જેવું ઘટ રાખી ઉતારવું. આ

આંમટી ચાવલ સાથે અથવા રોટલી સાથે ખાય છે.

## ના૦૧૮૨. ચણાની આંમટી.

૦ાા રતલ ચણાની દાળને બે બાટલી પાણીમાં બાફવી. પછી ૧ તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી થોડું છુંદેલું આદુ નાખી વઘાર કરવો, અને તેમાં પેલી બાફેલી દાળ પાણી સુધ્ધાં નાખવી. પછી તે ઉપર એક તોલો મીઠું, ૦ાા તોલો મરી, તથા ધાણાજીરૂં, ૦ા તોલો હળદ અને એક મુઠી ચણાનો આટો નાખી તળે ઉપર કરવું. પછી તેમાં બે લીંબુ જેટલાં કોકમનું પાણી કરી અંદર નાખવું, અને કકડો આવે ને ઊતારી રોટલી યા ચાવલ સાથે ખાવી.

## ના૦ ૧૮૩. ચણાના લીલવાની આંમટી.

એક રતલ છોલેલા લીલા ચણાને બે બાટલી પાણીમાં બાફવા. પછી એક તોલો ઘીમાં બે કાંદા કાપી લાલકરી થોડું છુંદેલું આદુ નાખી તેમાં બાફેલા ચણા વઘારવા, અને તે ઉપર એક તોલો મીઠું, ૦ાા તોલો મરી અને ધાણાજીરૂં, ૦ા તોલોહળદ, ૦ા શેર ચણાનો આટો તથા ત્રણ તોલા કોકમનું ૧ શેર પાણી કરી એ સર્વ નાખવું, અને ઉપરથી બે તોલા કોપરાંનુ ખમણ નાંખી જેટલું જોઇએ તેટલું જાડું પાતળુ કરી ઊતારવુ. તુવરના લીલવાનો અથવા વાલના દાણાની આંમટી એજ પ્રમાણે કરવી. મેથીની ભાજીની આંમટી પણ એજ મુજબ થશે, પણ તેને બાફવાની જરૂર નથી.

## ના૦ ૧૮૪. આળુના પાંતરાં યા દાંડાની આંમટી.

આસરે વીસ પચીસ આળુના પાંતરાંને બારીક કાપી લીલા ચણાની આંમટીમાં લખ્યા મુજબ મસાલો આપી બનાવવી. જોઇએ તો પાંતરાં બાફીને અથવા બાફ્યા વગર લેવાં. દાંડાની કરવી હોયતો દાંડા પ્રથમ બાફી નાખવા.

## ના૦ ૧૮૫. મગની દાળ.

એક શેર મગની દાળને બે ત્રણ કલાક પાણીમાં ભીંજવી મુકવી. પછી એક તોલા ઘીમાં એક કાંદા બારીક કાપી વઘાર કરવો, અને તેમાં પેલી મગની દાળ ધોઇને નાખવી. પછી તેમાં દાળની સપાટી બરાબર આવી રહે એટલુંજ પાણી રેડી, ૧ા તોલો નીમક નાખી

દાળ આખી ચડીને નરમ માખણ જેવી થાય, અને પાણી બળી જાય એટલે ઉતારવી. પછી લીંબુ નીચવી મરી ભભરાવી રોટલી સાથે થોડું ઘી રેડીને ખાવી. કેટલાકો મગની દાળમાં હલદ નાખે છે માટે જોઇએતો નીમક સાથે બે વાલ હલદ નાખવી.

## ના૦૧૮૬. મગની દાળ બીજી રીતની.

ના શેર મગની દાળને બે શેર પાણીમાં બાફી નરમ માવા જેવી કરવી. પછી તેમાં ૧ા તોલો મીઠું, ૦ા તોલો હળદ, ૦ાા તોલો મરી, તથા ધાણાજીરૂં અને ૧ તોલો કોકમ નાખો એક રસ કરવું, અને સારી પેઠે ઉકાળીને નીચે ઉતારવી. ચાવલ અથવા રોટલી સાથે આ નરમ દાળ ખાવી.

## ના૦૧૮૭. ખાટા મગ.

એક શેર આખા મગને ત્રણ શેર ઉકળતા પાણીમાં ઓરી ઉપર ઢાંકણ ઢાંકી ચડવા દેવા. સારી પેઠે સીજી રહ્યા કે મગના છોતરાં છુટાં પડી પાણી ઉપર તરી આવશે, જેને ઝારા વડે કાઢી નાખવાં. છોતરાં તદન નીકળી ગયાં પછી તેમાં ૧ા તોલો મીઠું, ૦ા તોલો હળદ, ૦ાા તોલો મરી, કોકમ, અને ધાણાજીરૂં નાખી સારી પેઠે એકરસ કરવું. પછી કડછીમાં એક તોલો ઘી કકડાવી તેમાં ૦ા તોલો જીરૂં નાખી તેનો વઘાર કરવો, અને એ વઘાર ઉપલી દાળમાં મેળવી દેવો. ચાવલ તથા રોટલી સાથે આ ખાટા મગ ખવાય છે.

## ના૦૧૮૮. અડદની દાળ.

૦ાા શેર અડદની દાળને એક શેર ઉકળતા પાણીમાં નાખવી અને ચડીને માવા જેવી થાય, પછી તેમાં એક તોલો મીઠું, મરી, અને ધાણાજીરૂં, ૦ા તોલો હળદ, અને ૦ાા તોલો છુંદેલું આદુ નાખી એકરસ કરવું. પછી કડછીમાં એક તોલો ઘી કકડાવી તેમાં અરધો કાંદો બારીક કાપી લાલ કરી થોડું છુંદેલું આદુ તેમાં નાખી વઘાર કરવો. આ વઘાર દાળમાં આપી દઈ સારી ઉકાળીને ફરીથી જરા જાડી કરી ઉતારવી, અને લીંબુ નીચવી બાજરી અથવા ઘઊંની રોટલી સાથે ખાવી. દાળ ઉકળતી વખતે પાણી ઉભરાઈ જતાં અટકાવવા સારૂં ૦ા તોલો ઘી નાખવું.

## ના૦૧૮૯. વટાણા રસદાર.

એક રતલ વટાણાને આખી રાત પાણીમાં બોળી મુકી બીજે દહાડે એક તોલા ઘીમાં બે કાંદા લાલ કરી જરા આદુ નાંખી વધારવા. પછી ૦॥। તોલો મીઠું, ૦॥ તોલો મરી, ૦। તોલો હળદ, એક જુડી કાપેલી કોથમીર તથા દોઢ બાટલી પાણી નામવું. ચડી રહે એટલે બે તોલા ખમણેલું કોપરૂં અને ખટાશને સારૂં એક તોલો કોકમ નાખી ઉતારવું.

## ના૦૧૯૦. વટાણા તળેલા.

એર રતલ વટાણાને ઊપર પ્રમાણે આખી રાત પાણીમાં બોળી મુકી દશ તોલા ઘીમાં તળવા. પછી ૦॥ તોલો મરી તથા દશઆની ભાર મીઠું વાટીને નાંખવું.

## ના૦૧૯૧. વટાણાની દાળ.

એક રતલ વટાણાની દાળને ત્રણ કલાક ભીંજવી કઢાઇમાં ઘીનો વધાર કરી તેમાં નાખવી, અને ૧ શેર પાણી રેડવું. પછી ૦॥। તોલો મીઠું, ૦॥ તોલો મરી, અને ૦। તોલો હલદ નાખી પાણી બળી જાયને જરા રાતી થાય એટલે ઊતારવી.

## ના૦૧૯૨. વાલની દાળ મોકળી અથવા ઘુંટેલી.

એક રતલ વાલની દાળને ત્રણ કલાક ભીંજવી રાખવી. પાણી નીતારી તેમાં એક તોલો મીઠું, ૦। તોલો હળદ, ૦। તોલો ધાણાજીરૂં, તથા મરી, અને એક જુડી બારીક કાપેલી કોથમીર અંદર નાખી મેળવવી. પછી એક તોલો ઘીમાં બે કાપેલા કાંદા લાલ કરી જરા આદુ નાખી પેલી મસાલાવાળી દાળ તેમાં વધારવી, અને એક બાટલી પાણી રેડી તે સુકાય ને ઉતારી બાફણે મુકવી, એટલે દાળ મોકળી થશે. એનેજ ઘુંટી પાણી નામવું એટલે દાળ પાતળી થશે. દાળ પાતળી કરવા જેટલું પાણી વધારે નાખ્યું હોય તેટલો ઉપલા કરતાં મસાલો વધારે નાખવો.

## ના૦૧૯૩. ચણાની દાળ મોકળી અથવા ઘુંટેલી.

એક રતલ ચણાની દાળને ત્રણ કલાક પાણીમાં ભીંજવી રાખવી. પછી ૧ તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી તેમાં થોડું છુંદેલું

આદુ તથા ૦। તોલો જીરૂં નાખી વઘાર કરવો, અને તેમાં ઉપલી દાળ નાખી વઘારવી. પછી તેમાં ૧ તોલો મીઠું અને ૦। તોલો હલદ ભભરાવી એક બાટલી પાણી રેડી ચડવા દેવું. ચડી રહેવા આવે એટલે તેમાં એક જુડી કાપેલી કોથમીર, ૦।। તોલો મરી, અને તેટલુંજ વાટેલું ધાણાજીરૂં અંદર આપી, પાણી બળી જાય અને દાળ નરમ થાયને ઉતારવી, અને લીંબુ નીચવી ખાવી. આ મોકળી દાળને બુંટેલી કરવી હોય તો દાળને કડછીથી ઘુંટી નાખી, બીજું એક બાટલી પાણી રેડી, કકડો પાડવો, અને જેટલી ઘટ યા પાતળી જોઇએ તેવી કરી ઉતારવી.

## ના૦૧૯૪. ચણાની ઢોકળી.

એક રતલ ચણાની દાળને ચાર કલાક પાણીમાં પલાળી રાખી પછી પથ્થર ઉપર બારીક વાટી તેમાં એક તોલો મીઠું, ૦। તોલો હળદ, અને ધાણાજીરૂં, ૦।। તોલો મરી, અને બે વાટી કોપરાંની બારીક પીસીને મેળવવી. પછી તેના નાહના ગોળા વાળી ચુલા ઉપર તપેલીમાં પાણી કકડાવા તે ઉપર ચાળણી મુકી તેમાં પેલા ગોળા વરાળથી બફાવા સારૂં ઢાંકણ ઢાંકીને મુકવા. બફાઇ રહેથી તેના કટકા પાડી તેને બે તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી તેમાં થોડુ છુંદેલું આદુ નાખી વઘારવા, અને લીંબુ નીચવી ઉપયોગ કરવો.

## ના૦૧૯૫. તીટોરી અથવા સણગા ફુટેલા ચણા.

૧।। રતલ ચણા ત્રણ બાટલી પાણીમાં આખી રાત ભીંજવી બીજે દહાડે ટોપલીમાં થોડું ઘાસ પાથરી તે ઊપર નાખવા, અને ઊપર પાછું ઘાસનુ પડ કરી બે દીવસ સુધી રોજ ત્રણવાર પાણી છાંટતા રહેવું, એટલે પીલા ફુટશે. પછી તેને ટોપલીમાંથી બાહાર કાઢી પાણીમાં નાખી છોડાં કાઢવાં અને તેમાં ૧। તોલો મીઠું, છ આનીભાર મરી તથા ૦। તોલો ધાણાજીરૂં એ સર્વે મસાલો પેલી છોલેલી તીટોરીમાં મેળવી એક તોલો ઘીમાં બે કાંદા કાપી લાલ કરી તેમાં અઢી આનીભાર જીરૂં નાખી તીટોરી વઘારવી. અને એક બાટલી પાણી રેડી સુકાય ને ઉતારી બાફણે મુકવી. દાળ બદામ જેવી સફેદ આખી રહેવી જોઇએ.

## ના૦૧૯૬. તીટારી યા સણગા ફુટેલા મગ.

એક રતલ મગને આખી રાત પાણીમાં ભીંજવી બીજે દહાડે કપડામાં બાંધી ઉંચા ટાંગવા. ત્રીજે દહાડે પીલા ફુટે પછી બે તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી, ૦। તોલો મરી, હળદ, તથા ધાણાજીરૂ સરવે નાખી તીટોરી વગર છોલવે અંદર આપી વઘારવો, અને ચમચ કરી તે ઉપર એક તોલો મીઠું તથા પોણી બાટલી પાણી નામી ચડે ને ઊતારવી. મઠની તીટોરી પણ ઉપર પ્રમાણે બનાવવી.

## ના૦૧૯૭. તુવરની દાળમાં ઢોકળી.

૦॥ રતલ તુવરની દાળ ધોઇને બે બાટલી ઊકળતા પાણીમાં ઓરી, ચડી જાય ત્યારે તેમાં ૧ તોલો મીઠું તથા ૦। તોલો હળદ નાખવી. પછી ૦॥। રતલ ઘઊંના આટામાં ૦॥ તોલો મીઠું તથા અજમો, ૦। તોલો હળદ તથા ૨॥ તોલા મોણ ઘી નાખી પુરીની માફક આટો બાંધી ખુબ મસળવો અને તેના સોપારી જેવડા ગોળા પાડી વડાંના આકારની ઢોકળીઓ બનાવી દાળમાં નાખી ઉકાળીને ઉતારવી. ખાતી વખતે જોઇતું ઘી લેવું. આ ઢોકળીની જગાએ વડાં જેવી રોટલી વણી તેના ડાયમણ રોકા કટકા કાપીને પણ નખાય છે, જેને સુતરી કહે છે.

## ના૦૧૯૮. મસુર.

એક રતલ મસુરને દોઢ શેર પાણીમાં બાફવા. પછી ૦॥ તોલો મીઠું, ૦। તોલો હળદ, અને ધાણાજીરૂં, તથા ૦॥ તોલો મરી મસુરમાં નાખવું, અને બે તોલા ઘીમાં ૧ કાંદો કાપી લાલ કરી થોડું છુંદેલું આદુ નાખી તેમાં મસુર વઘારી ઉપયોગ કરવો.

## ના૦૧૯૯. મસુર ઘુંટેલા.

એક રતલ મસુરને બે બાટલી અધરણમાં ચેડવી તેમાં એક તોલો મીઠું, ૦॥ તોલો મરી, ૦। તોલો હળદ, તથા ધાણાજીરૂં, બે જુડી કાપેલી કોથમીર, બે કાંદાની કાતરી તથા પાંચ તોલા ઘી નાખી ઘુંટવું, અને ઢાંકણા પર પાણી રેડી રસરસતા રહે ને ઉતારવું.

## ના૦ ૨૦૦. મઠ રસદાર.

એક રતલ મઠને બાર કલાક પાણીમાં ભીંજવી અઢી રૂપીઆ

બાર ઘીમાં કાંદા કાપી લાલ કરી થોડું છુંદેલું આદુ નાખી તેમાં મઠ વધારવા. પછી ૦ાાા તોલો મીઠું, ૦ાા તોલો મરી, ૦ા તોલો હળદ અને એક જુડી કાપેલી કોથમીર નાખવી, અને એક બાટલી પાણી રેડી સારા ચડે એટલે બે તોલા ખમણેલું કોપરૂં નાખવું. એમાં કોઈ પણ જાતની તરકારી નાખવી હોય તો ૦ાાા રતલ મઠ અને ૦ા રતલ તરકારી લેવી.

## ના૦૨૦૧. ચોળા તળેલા યા સેકેલા.

એક રતલ ચોળા બાર કલાક પાણીમાં ભીંજવી રાખી, પછી તેમાંનું પાણી નીતારી કાઢવું, અને તેને ૧૦ તોલા ઘીમાં તળવા. તે ઉપર ૦ાાા તોલો વાટેલું નીમક અને ૦ાા તોલો મરી ભભરાવી લીંબુ નીચવી ખાવું. જો ચોળા સેકેલા કરવા હોય તો તવા ઉપર થોડા થોડા નાખી સેકી કાઢવા, અને મરી મીઠું ભભરાવી તથા લીંબુ નીચવી ખાવા.

## ના૦૨૦૨. ચોળા ઘુંટેલા.

૦ાા રતલ ચોળાને બે બાટલી પાણીના અધરણમાં ઓરી ચેડવવા. પછી તેમાં ૫ વાલ હળદ, ૦ાા તોલો મીઠું, ૦ા તોલો મરી, તથા છુંદેલું આદુ નાખી ઘુંટી નાખવા. પછી બે લીંબુ જેટલાં કોકમનું નવટાંક પાણી કરી તેમાં રેડવું અને ચમચ કરી ઉતારી પાડવું.

## ના૦ ૨૦૩. ચોળા રસદાર.

એક રતલ ચોળાને ૧૨ કલાક પાણીમાં ભીંજવી રાખવા. પછી બે તોલા ઘીમાં એક કાંદા કાપી લાલ કરી થોડું છુંદેલું આદુ નાખી વઘાર કરવો અને તેમાં ચોળા આપી ૦ાાા તોલો મીઠું, ૦ાા તોલો મરી, અને કોકમ, ૦ા તોલો હળદ, અને એક જુડી કાપેલી કોથમીર નાખવી, તથા એક બાટલી પાણી રેડી ચમચ કરવી. ચડી રહેવા આવે ને બે તોલા કોપરાંનું ખમણ ભભરાવી તઇઆર થાયને ઉતારવું.

## ના૦ ૨૦૪. ચણાનીદાળને દુધીનું શાક.

૦ાા શેર ચણાની દાળને ત્રણ કલાક પાણીમાં પલાળી રાખવી, તથા એક શેર દુધીને કાપી છોલીને નાહના કટકા કરવા. પછી બે તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી ૦ા તોલો જીરૂં નાખી તેમાં ચણાની દાળ પાણીમાંથી કાઢો વઘારવી, અને ૦ાા શેર પાણી નાખવું. પછી ઉપરથી દુધી આપીને ૦ાાા તોલો મીઠું, ૦ાા તોલો ધા-

ણાજીરૂં ને મરી તથા ૨ વાલ હળદ ભભરાવી એકરસ કરવું. પાણી બળી રહેને દાળ ચડી ગયા પછી ઉતારી લીંબુ નીચવી ખાવું. વધારે લેહેઝતદાર કરવા સારૂં જોઇએ તો બે તોલા કોપરાંનું ખમણ નાખી ચુલેથી ઉતારવું.

## ના૦૨૦૫. ચણાની દાળને તુરીઆંનું શાક.

ાાા શેર ચણાની દાળને ત્રણ કલાક પાણીમાં ભીંજવી રાખવી, તથા એક શેર તુરીઆં સમારી ઝીણા ટુકડા કરવા. પછી બે તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી ાા તોલો છુંદેલું આદુ નાખી તેમાં ચણાની દાળ પાણીમાંથી કાઢીને વધારવી, અને ા શેર પાણી નામવું. ઉપરથી સમારેલાં તુરીઆં આપી પછી તે ઉપર ાાા તોલો મીઠું, ાા તોલો ધાણાજીરૂં, અને મરી, તથા બે વાલ હળદ ભભરાવી ચમચ કરવી. દાળ ચડી રહે એટલે ઉતારતી વખત બે તોલા કોપરાંનું ખમણ નાખવું

## ના૦૨૦૬. ચણાની દાળને કોહોળાંનું શાક.

ાાા શેર ચણાની દાળને ત્રણ કલાક પાણીમાં પલાળી રાખવી, તથા દોઢ શેર કોહોળાંને છોલી બારીક કટકા કરવા. પછી બે તોલા ઘીમાં બે કાંદા કાપી થોડું છુંદેલું આદુ નાખી વઘાર કરવો, અને તેમાં ચણાની દાળ આપી ા શેર પાણી રેડવું. તે ઉપર કોહોળું નાખી ૧ તોલો મીઠું, ાાા તોલો ધાણાજીરૂં, ાા તોલો મરી અને ૩ વાલ હળદ નાખી તળે ઉપર કરવું. પાણી બળી રહે ને દાળ ચડી જાય પછી ઉતારવું. કોહોળાંને હીંદુઓ પટકારૂ કરી કહે છે.

## ના૦૨૦૭. ચણાની દાળને ભાજીનું શાક.

મેથીની ભાજી, કુરલાની ભાજી, ભરૂચી ભાજી, વીગેરેમાંથી કોઇપણ એક જાતની ભાજી ૧ શેર લઈ ધોઈ સમારી બારીક કાપવી. પછી ાાા શેર ચણાની દાળને ત્રણ કલાક આગળથી પાણીમાં પલાળી રાખી હોય તેને નીતારી ભાજી સાથે મેળવવી. પછી બે તોલા ઘીમાં ા તોલો જીરૂં નાખી વઘાર કરવો. તેમાં ચણાની દાળ અને ભાજી નાંખવી. અને ઉપરથી ા શેર પાણી રેડીને ાાા તોલો નીમક, ાા તોલો ધાણાજીરૂં, અને મરી, તથા ૨ વાલ હળદ ભભરાવી તળે ઉપર કરવું.

પછી તેમાં ૩ તોલા લીલાં કરમદાં નાખવાં. પાણી બળી જાય ને ઉ-તારતી વખત બે તોલા કોપરાંનું ખમણ નાખવું.

## ના૦૨૦૮. ચણાની દાળને અળુના પાંતારાંનું શાક.

૧ શેર ચણાની દાળને ત્રણ કલાક પાણીમાં ભીંજવી રાખવી, અને ૧॥ શેરને આસરે અળુના પાંતરાંને બારીક સમારી દાળમાંનું પાણી નીતારી તેમાં મેળવી દેવાં. પછી બે તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી ૦॥ તોલો છુંદેલું આદુ નાખી તેમાં ચણાની દાળ અને અળુના પાંતરાં વઘારી ૦॥ શેર પાણી રેડવું. પછી ૧। તોલો નીમક, ૦॥। તોલો ધાણાજીરૂં, અને મરી, ૩ વાલ હળદ, અને ૦॥ તોલો કોકમને પાણીમાં કાલવી રેડવું. પાણી સુકાય ને દાળ ચડી રહે એટલે બે તોલા કોપરાંનું ખમણ નાખી ઉતારવું. અળુના પાંતરાંની માફક અળુના દાંડાની પણ તરકારી ચણાની દાળમાં થશે.

## ના૦૨૦૯. ચણાની દાળને કોબીનું શાક.

૦॥। શેર ચણાની દાળને ત્રણ કલાક આગમચથી પાણીમાં ભીંજવી રાખવી, તથા ૧॥ શેર કોબીને બારીક કાપવી, અને દાળમાંથી પાણી નીતારી તેમાં કોબી મેળવવી. પછી બે તોલા ઘીમાં બે કાંદા લાલ કરી થોડું છુંદેલું આદુ નાખી વઘાર કરવો, અને એ વઘારમાં તરકારી આપી ૦॥ શેર પાણી રેડી ૧। તોલો મીઠું, ૦॥ તોલો ધાણાજીરૂં, અને મરી, ૨ વાલ હળદ અને ૦॥ તોલો ગરમ મસાલો એ સર્વે એકઠો મેળવીને અંદર નાખવો. પાણી સુકાય એટલે બે તોલા કોપરાંનું ખમણ ભભરાવીને ઊતારવું.

## ના૦૨૧૦. ચણાની દાળમાં દીલપસંદ.

૦॥ શેર ચણાની દાળને ત્રણ કલાક પાણીમાં ભીંજવી રાખવી, તથા એક શેર દીલપસંદને છોલી નાહના કટકા કરવા. દાળમાંથી પાણી નીતારી તેને દીલપસંદમાં મેળવવી, અને એ બેઉને ૨ તોલા ઘીમાં ૦। તોલો રાઈ સારી પેઠે તતડાવી તેમાં વઘાર કરવો, અને ઉપરથી ૦॥ શેર પાણી રેડી ૦॥। તોલો મીઠું, ૦॥ તોલો ધાણાજીરૂં, તથા મરી અને ૨ વાલ હળદ ભભરાવી તળે ઉપર કરવું. પાણી સુકાય અને દાળ ચડી ગયા પછી ઉતારો લીંબુ નીચવી સ્વાદ લઈ ખાવું. દીલપસંદ

લીલાં મોટાં આરંજના ઘાટ અને રંગના ફાફરડ મારકેટમાં બે ત્રણ દોઢીએ શેરને હીસાબે વેચાય છે.

## ના૦૨૧૧. ચણાની દાળમાં તરકારી.

કારેલાં, ચીભડાં, ગલકાં, કાકડી, નોલકોલ, મુળા, બંધકેળાં, કેળાંના ફુલ, પંડોળાં વીગેરેનું ચણાની દાળમાં શાક થાય છે. આ માંહેલી કોઇપણ એક જાતની તરકારી ૧ શેર લઈ સમારીને નાહના કટકા કરવા. પછી ૦ાા શેર ચણાની દાળને આગમચથી પાણીમાં ભીંજવી રાખી હોય તેને પાણીમાંથી કાઢી તરકારીમાં મેળવવી, અને તેને ૨ તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી ૦ાા તોલો છુંદેલું આદુ નાખી તેમાં વઘારવી, અને તેમાં જોઇતું પાણી રેડી ૧ તોલો મીઠું, ૦ાાા તોલો ધાણાજીરૂં, ૦ાા તોલો મરી તથા ૨ વાલ હળદ ભભરાવી એકરસ કરવું. પાણી સુકાયે અને તરકારી તથા દાળ ચડી ગયા પછી બે ત્રણ તોલા કોપરાંનું ખમણ ભભરાવી ઉતારી ઉપયોગ કરવો.

## ના૦૨૧૨. મગની દાળમાં તરકારી.

પંડોળાં, ગલકાં, તુરીઆં, કોહોળું, કાકડી, કુરલાની ભાજી વીગેરેનું મગની દાળમાં શાક થશે. ઉપલી તરકારીમાંથી જે એક જાતની પસંદ હોય તે ૧ શેર લઈ સમારી બારીક કાપવી, અને ૦ાા શેર મગની દાળને બે કલાક આગમચ પાણીમાં ભીંજવી રાખી હોય તેમાંનું પાણી કાઢી નાખી તેમાં તરકારી મેળવવી, અને બે તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી થોડું છુંદેલું આદુ નાખી વઘાર કરવો, અને તેમાં દાળ તથા તરકારી નાખી ૦ા શેર પાણી રેડવું, અને ઉપર ૧ તોલો મીઠું, ૦ાા તોલો ધાણાજીરૂં, અને મરી, તથા ૩ વાલ હળદ ભભરાવી એક રસ કરવું. પાણી સુકાયને તરકારી તથા દાળ ચડી ગયા પછી ઉતારતી વખતે તેમાં ૨ તોલા કોપરાંનું ખમણ નાખવું.

## ના૦૨૧૩. ચણાના આટામાં મુળાનું શાક.

૧ શેર મુળાના દોઢ ઈંચ જેટલા લાંબા કટકા કરી તેની ઉભી છ સાત ચીરીઓ કરવી, અને બે તોલા ઘીમાં ૦ા તોલો રાઈ તતડાવી તેમાં મુળાની ચીરીઓ નાખી વઘારવી, અને ૦ા શેર પાણી રેડવું. પછી ૦ાા શેર ચણાના આટામાં ૧ તોલો નીમક, ૦ાા તોલો ધાણા

જીરૂં, અને મરી, ૨ વાલ હળદ તથા બે તોલા કોપરાંનું ખમણ બરાબર એકરસ કરી તેમાં ૦॥ શેર પાણી રેડી આટાને કઢી જેવો પાતળો કરવો, અને તે મુળામાં નાખી ચમચ કરી સીજી રહે ને ઉતારવું.

## ના૦૨૧૪. સરકો.

કોપરાંનું ખમણ, ખસખસ અને બદામ, દર બે તોલા; મીઠું ૦॥ તોલો; જીરૂં, મરી અને આદુ, દર ૦। તોલો, આ સર્વે જણસોને એકઠી કરી બારીક આટા જેવું પીસવું. પછી તેમાં એક શેર પાણી રેડી મેળવવું, અને કપડાંએ ગાળી કાઢી તેમાં બે ત્રણ લીંબુનો રસ નીચવવો, એટલે સ્વાદદાર સરકો બનશે.

## ના૦૨૧૫. સરકી.

તુવરની દાળ બાફ્યા પછી બાકી વધેલું પાણી જેને ઓસામણ કહે છે તે ૦॥ શેર લેવું, અને તેમાં ૦। તોલો મરી, ધાણા, જીરૂં, અને આદુને બારીક પીસીને મેળવવું. પછી એક કાકડીને ખમણીને તેમાં મેળવવી. કાકડી નહીં હોય તો બે કાંદાનો છુંદો અથવા ખીમો કરીને તેમાં મેળવવો. ઉપરથી એક જુડી બારીક કાપલી કોથમીર નાખી બે ત્રણ લીંબુનો રસ નીચવવો, એટલે સ્વાદદાર સરકી તઇઆર થશે, જેને કુરદાળ અથવા તુવર પલાવ પર થોડી થોડી નાખી ખાવું.

# ભાગ ત્રીજો.

## ના૦ ૨૧૬. અનેનાસ મીઠું.

એક રતલ અનેનાસ સમારી તેના ટુકડા કરવા. પછી એક શેર ગોળ યા ખાંડમાં ૧॥ બાટલી પાણી રેડી શીરો બનાવવો. ઉપર કચરો તરી આવ્યો હોય તે કાઢી નાખી, તેમાં અનેનાસના ટુકડા નાખી તે રાતા થાય અને તેમાં શીરો પચી રહે ને ચુલેથી ઉતારી બપમાં લેવું.

## ના૦ ૨૧૭. અળુખડાંનું શાક.

અળુના પાંતરાં અથવા જેને પતરવેલના પાંતરાં કહે છે, ને તે પાંતરાંની નીચે જમીનમાં કંદ થાય છે, તેને અળુખડાં કહે છે. એક રતલ અળુખડાં છોલી કટકા કરી બે બાટલી પાણીમાં બાફવાં. પછી ત્રણ તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી ૦ાા તોલો છુંદેલું આદુ નાખી તેમાં અળુખડાં વઘારવાં, અને ઉપરથી ૦ાાા તોલો નીમક, ૦ાા તોલો મરી, ૦ા તોલો ધાણાજીરાંનો મસાલો તથા બે વાલ હળદ નાખી એકરસ કરવું. પછી ૩ તોલા કોકમને ૦ા શેર પાણીમાં ચોળી તે પાણી રેડવું અને સીજી રહે ને ઉતારવું.

## ના૦૨૧૮. અંજીરનું શાક.

એક રતલ સુકાં અજીર લેવાં અને તે દર એકના બે કટકા કરવા. પછી બે તોલા ઘીમાં ૦ા તોલો જીરૂં નાખી વઘાર કરવો, અને તેમાં અંજીર આપી ૦ાા તોલો નીમક તથા ૦ાા શેર દુધ રેડવું, અને ધીમી આંચે રાખી રસરસતાં રહે તેમ ઉતારી ખપમાં લેવાં. અંજીર કાચાં હોય તો તેને કાપી દર એકના ચાર કટકા કરવા. પછી તેને ઉપર લખ્યા પ્રમાણે વઘારી, તેમાં ૦ાા તોલો નીમક, ૦ા તોલો મરી અને ધાણાજીરૂં, તથા બે વાલ હળદ નાખી ચમચ કરવી, અને અરધા નાળીએરના ખમણનું દુધ કાઢી તેમાં ૦ા શેર પાણી રેડી તે નામવું અને સીજી રહે ને ઉતારવું.

## ના૦ ૨૧૯. અંબાડાનું શાક.

એક રતલ અંબાડા લેવાં અને દરએકને કાપી ચાર કટકા કરવા. પછી ત્રણ તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરી ૦ાા તોલો છુંદેલું આદુ નાખી તેમાં અંબાડાને વઘારવા, અને ઉપરથી એક તોલો નીમક, ૦ાા તોલો મરી, અને બે વાલ હળદ આપી ઢાંકણપર પાણી નામી ધીમાં આંચે થવા દેવા. અધકચરાં થાયને તેમાં ચાર તોલા ગોળનું ૦ા શેર પાણી કરી નામવું, અને તઇઆર થાયને ઉતારવું. અંબાડાની ભાજીને વઘારી ખાટી મીઠી પકાવીને પણ ખવાય છે.

## ના૦૨૨૦. આરીઆંનું શાક તથા સંભારીઆં.

એક રતલ આરીઆં જેને સુરતી ચીભડાં પણ કહે છે, તેને છો-

લી નાહ્‌ના કટકા કરવા. પછી ત્રણ તોલા ઘીમાં એક કાંદા કાપી લાલ કરી ાા તોલો છુંદેલું આદુ નાખી તેમાં આરીઆં વઘારવાં, અને તે ઉપર ૧ તોલો નીમક, ાા તોલો મરી, ા તોલો ધાણાજીરાંનો મસાલો તથા બે વાલ હળદ નાખી ચમચ કરવી, અને સીજી રહે ને ઉતારવું. અગર જો આરીઆંના સંભારીઆં કરવાં હોય તો તેને છોલી દર એકની ઉભી ચાર ફાડ જોડાયલી કરવી અને તે ફાડમાં બે તોલા કોપરાંનું ખમણ, ાાા તોલો નીમક, ાા તોલો મરી, ા તોલો ધાણાજીરાંનો મસાલો તથા ૨ વાલ હળદ, આ સર્વે મસાલાને એકરસ કરી થોડો થોડો અંદર ભરવો, અને ઉપર લખ્યા મુજબ તેને વઘારવાં, અને ઉપરથી એક વાલભાર ખારાને પાંચ તોલા પાણીમાં કાલવી તેમાં રેડવું એટલે સંભારીઆં ચડીને નરમ માવા જેવાં થશે.

## ના૦ ૨૨૧. આંબા કળીઓ.

એક શેર ગોળ અથવા ખાંડમાં ૧ાા શેર પાણી રેડી તેને ચુલે મુકવું, અને કચરાની છારી ઊપર તરી આવી હોય તે કાઢી નાખી તેમાં ાા શેર છોલેલા આખા ઝીણા કાંદા નાખવા. કાંદા અધકચરા ચડે એટલે તેમાં પાંચ છોલેલી કાચી કેરીના ટુકડા ગોટલા સાથે અને બે છોલેલાં અનેનાસના ટુકડા એ બંને અડધો કલાક આગળથી પાણીમાં ભીંજવી રાખ્યાં હોય તે અંદર આપી દેવાં. પછી ધીમો આંચ રાખી સર્વે સીજી રહે ને બરાબર ચાસપર આવે એટલે તેમાં ાા તોલો ઘી નાખો સેહજ વારમાં ઉતારવું. ખાંડના કરતાં ગોળ નાખ્યાથી આંબા કળીઓ વધારે સ્વાદીષ્ટ બનશે. ાા તોલો ઘી નાખ્યાથી આંબા કળીઓ મજાનો છુટો રહેશે.

## ના૦ ૨૨૨. કટલેસ તરકારીના.

કોઇપણ સુકી તરકારી જેવી કે પટેટા, કંદ, કડવાં બીજ, ડબલ-બીજ વીગેરેના કટલેસ થઈ શકશે. એવી સુકી તરકારી ાા રતલ લઈ પાણીમાં બાફી છોલીને માવા જેવી ઘુંટી નરમ કરવી. પછી ાા તોલો નીમક ા તોલો મરી, ધાણાજીરૂં, અને બારીક છુંદેલું આદુ, એક કાપેલી કોથમીર તથા ત્રણ ફુદનાના પાંતરાં, એ સર્વે મસાલો વાટી તરકારીના માવામાં મસળી એકરસ કરવો. પછી તેમાંથી થોડું લઇને હાથેલીપર

જોઇતા ઘાટના અને કદના કટલેસ થાપવા, અને તેને ઘઉંના રવામાં અથવા પાંઉંના સુકા ભુકામાં રગદોળવા, અને ત્રણ તોલા ઘઉંના દુધને ૦। શેર પાણીમાં પીગળાવી તેમાં કટલેસ બોળી કાઢવા. પછી ૧૦ તોલા ઘીને પેણામાં કકડાવી તેમાં તળી નાખી સ્વાદ લેઈ ખાવા.

## ના૦ ૨૨૩. કડવાં બીજનું શાક.

એક રતલ લીલાં અથવા સુકાં કડવાં બીજને પાંચ તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરી તેમાં વઘારવાં. અધકચરાં થાય એટલે તેમાં પાંચ જુડી સમારેલી કોથમીર અને ત્રણ કાંદા કાપી નાખવા, અને તે ઉપર એક તોલો નીમક, અને ૦॥ તોલો મરી ભભરાવી ચમચ કરવી. પછી ૦। થી ૦॥ શેર પાણી રેડી સુકાય ને ઘી ઉપર આવે એટલે ઉતારી લીંબુ નીચવી ખાવું.

## ના૦ ૨૨૪. કમરખનું શાક.

એક રતલ પાકા પીળા રંગની કમરખોને કાપી કટકા કરવા, અને ત્રણ તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરી તેમાં નાખી વઘારવા. પછી ૧ તોલો નીમક, ૦॥ તોલો મરી અને બે વાલ હળદ ભભરાવી ચમચ કરવી, અને બે તોલા ગોળને નવટાંક પાણીમાં ડોહોવી ઉપર રેડવું અને પાણી સુકાયને ઉતારી પાડવું.

## ના૦ ૨૨૫. કાકડીનું શાક અથવા સંભારીઆં.

મધ્યમ કદની ચાર કાકડી છોલી કાતરીઓ પાડવી. પછી ૧ તોલો નીમક, ૦॥ તોલો મરી, ધાણાજીરૂં, તથા છુંદેલું આદુ, એક જુડી કાપેલી કોથમીર, ૨ વાલ હળદ, અને ૩ પાંતરાં ફુદનાના લેવાં. એ સરવે મસાલાને વાટી તેમાં કાકડી ખરમોટવી. પછી ૨ તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરી તેમાં કાકડી નાખી વઘારવી. ચડી રહેને ઉતારતી વખતે ૨ તોલા કોપરાંનું ખમણ ભભરાવવું. કાકડીના સંભારીઆં કરવાં હોયતો કાકડીને છોલી ગંડેરી રોકા બે ઇંચ મોટા ગોળ કટકા કાપવા. તેની એક બાજુએથી જોડાયલી ચાર ફાડ પાડવી, અને તે ફાડમાં ઉપર લખેલા મસાલામાં બે તોલા કોપરાંનું ખમણ ઉમેરી વાટીને ભરવો. પછી તેને વઘારવાં અને સીજી રહેને ઉતારી ખાવાં. કાકડીની તરકારીમાં મુદલ પાણી નાખવું નહી.

## ના૦ ૨૨૬. કારેલાંનું શાક.

૧ શેર કારેલાંની કંગન ઓખવી નાખી તેની કાતરીઓ કરવી. તેમાં ૨ તોલા નીમક સારી પેઠે ચોળીને ચાળણીમાં નાંખવું, અને ઊંધું ઢાંકણુ ઢાંકી ઉપર વજન મુકવુ, એટલે તેમાંનું કડવું પાણી થોડા વારમાં નીતરી જશે. પછી ૩ તોલા ઘીમાં બે કાંદાનો વઘાર કરી તેમાં કારેલાં ધોઇને નાખવાં અને તે ઉપર ા તોલો મરી અને ધાણાજીરાંનો મસાલો નાખી ચમચ કરવી. કારેલાં ચડી રહેવા આવે એટલે ા શેર ગોળ નલટાંક પાણીમાં કાલવી અંદર નાખવો. ખાટાં મોળાં કરવાં હોય તો બે તોલા કોકમનું પાણી કરી તેમાંજ ગોળ ઓહોળી અંદર રેડવું, અને ચમચ કરવી. પાણી સુકાયને ઉતારવું.

## ના૦ ૨૨૭. કારેલાંના સંભારીઆં.

એક શેર કારેલાં લઈ તેને એક બાજુથી ઊભાં વચમાંથી ચીરવાં, અને તેમાં ૨ તોલા નીમક ભરી ચાળણીમાં નાખી તે ઉપર ઉંધુ ઢાંકણ ઢાંકી વજન રાખી મુકવું, એટલે થોડીવારમાં તેમાંનું કડવુ પાણી નીતરાઈ જશે. પછી કારેલાંને સારી પેઠે ધોઇને, ાા તોલા મરી, ા તોલો છુંદેલું આદુ તથા ધાણાજીરૂં, બે વાલ હળદ, એક જુડા કાપેલી કોથમીર, ત્રણ કુદનાના પાંતરાં, એક તોલો કોપરાંનું ખમણ અને બે તોલા ચણાનો આટો એ સર્વેને વાટી નાખી ચીરેલાં કારેલાંમાં થોડું થોડું ભરવું. પછી ઘઊંના રવામાં અથવા પાંઊંના સુકા ભુકામાં રગદોળી, પેણામાં ૧૦ તોલા ઘી કકડાવી, તેમાં કારેલાં નાખી સારી પેઠે રાતા કરીને બાહાર કાઢવાં.

## ના૦ ૨૨૮. કાળી ફલાવરનું શાક.

એક રતલ કાળી ફલાવર, જેને કોબીનાં ફુલ પણ કહે છે, તેને સમારી બે બાટલી પાણીમાં બાફી પાણી નીતારી નાખવું. બાફતી વખતે એક તોલો વરીઆળીની પોટલી બાંધી અંદર નાખવી. પછી પાંચ તોલા ઘીમાં બે કાંદાં કાપી લાલ કરી થોડું છુંદેલું આદુ નાખી તેમાં કાળી ફલાવર વઘારવી, અને તે ઉપર ૧ તોલો નીમક, ાા તોલો મરી અને ાા શેર કોપરાંનું દુધ અથવા ભેંશનું દુધ રેડી ધીમી આંચે ચડવા દઈ ઊતારવું.

## ના૦ ૨૨૯. કેળાંનું શાક.

પાંચ વસાઇગિરાં ત્રણધારી કાચાં કેળાં છોલી નાહના કટકા કરવા. પછી ૨ તોલા ઘીમાં ૦। તોલો જીરૂં નાખી વઘાર કરવો, અને તેમાં કેળાં આપી, ૦।। તોલો મીઠું નાખી ચમચ કરવી. પછી ૦।। શેર પાણીમાં ૦। શેર ગોળ ડોહોવી તે રેડી સારાં ચડી રહેને ઊતારવાં.

## ના૦ ૨૩૦. કેળાં તળેલાં.

ચાર વસઇગિરાં પાકાં કેળાં છોલી તેની પાતળી કાતરીઓ કરવી, અને કઢાઇમાં ૧૦ તોલા ઘી કકડાવી તેમાં કેળાં લાલ થાય ત્યાં સુધી તવેથાવડે હલાવીને તળવાં, અને નીચે ઊતારી મરજી પડે તો જોઇતી ખાંડ ઉપર ભભરાવવી.

## ના૦ ૨૩૧. કેળાંને મેથીની ભાજીનું શાક.

ચાર વસઇગિરાં પાકાં કેળાં છોલી તેની પાતળી કાતરીઓ કરવી, અને તેમાં ૦।। શેર મેથીની ભાજી સમારી મેળવી દેવી. પછી પાંચ તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરી ૦। તોલો જીરૂં નાંખી તેમાં કેળાં તથા ભાજી નાંખી વઘારવાં, અને ઉપર ૦।। તોલો મીઠું, ૦। તોલો મરી તથા ૨ વાલ હળદ ભભરાવી ચમચ કરવી, ને ભાજીમાં છુટેલું પાણી સુકાયને ઊતારી ખપમાં લેવું.

## ના૦ ૨૩૨. કોબીનું શાક.

એક રતલ કોબીનો દડો સાફ કરી તેનાં ચાર ફાડચાં કરવાં, અને બે બાટલી પાણીમાં એક તોલો નીમક નાખી તેમાં બાફવાં. બાફતી વખતે એક તોલો વરીઆળીની પોટલી બાંધી અંદર નાખવી. પછી પાંચ તોલા ઘીમાં કોબીને તળી કાઢી, તે ઉપર ૦।। શેર કોપરાંનું અથવા ભેશનું દુધ રેડવું, અને ૦। તોલો મરી ભભરાવી ધીમી આંચ રાખી તતડેને ઉતારવું. બીજી રીતે પકાવવી હોય તો કોબી બાફીને ઝીણી કાપી નાખવી. પછી પાંચ તોલા ઘીમાં કાંદો કાપી લાલ કરી કોબી તેમાં વઘારવી. તે ઉપર ૦।। તોલો મીઠું, ૦। તોલો મરી અને ૨ તોલા કોપરાંનું ખમણ ભભરાવી ચમચ કરવી, અને ૦। શેર દુધ અથવા કોપરાંનું દુધ રેડીને ઘી પર આવે એટલે ઊતારી ખપમાં લેવી.

## નાં૦ ૨૩૩. કોહોળું ખાટું મીઠું.

૧ રતલ કોહોળાંને છોલી નાહના કટકા કરવા અને તેને ૨ તોલા ઘીમાં એક કાંદા કાપી લાલ કરી ૦। તોલો જીરૂં નાખી તેમાં વઘારવા. પછી ૦॥ શેર ગોળમાં દોઢ બાટલી પાણી નાખી ચુલે મુકી કકડો પાડવો. ઉપર તરી આવેલી કચરાની છારી કાઢી નાંખી તેમાં કોહોળાંના કટકા નાખી ચડવા દેવા. ચડીને નરમ થાય એટલે તેમાં ત્રણ તોલા આમલીનું નવટાંક પાણી કરી રેડવું અને ૦॥ તોલો નીમક પણ સાથેજ નાખવું. પાણી સુકાય એટલે ખાટાં મીઠાં કોહોળાંનો સ્વાદ લેવો.

## નાં૦૨૩૪. કોહોળાંનું પંચકુટયું શાક.

૦। રતલ કોહોળું, ૦। રતલ પટેટા, ૦। રતલ વેંગણ, ૦। રતલ રતાળુ કંદ, અને દશ જુડી ચોલાઇની ભાજી લઈએ સરવે સમારી નાહાના કટકા કરવા. પછી પાંચ તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી થોડું છુંદેલું આદુ નાખી, તેમાં ઊપલી તરકારી વઘારવી અને તે ઉપર ૧॥ તોલો નીમક, એક તોલો ધાણાજીરાંનો મસાલો તથા મરી, અને ૦। તોલો હળદ નાખી એકરસ કરવું, ને અડધી બાટલી પાણીમાં ૩ તોલા કોકમ કાલવીને રેડવું, અને ધીમી આંચે સીજવા દઈ ચડી રહે ને ઊતારવું. આ વાનીને પારસીઓ ઇસ્તુ કરી કહે છે.

## નાં૦ ૨૩૫. કોહોળાંની ખીર.

એક રતલ કોહોળાંને છોલી બારીક કટકા કરી બે બાટલી પાણીમાં નરમ બાફીને ઘુંટી નાખવું. પછી તેમાં ૦॥ શેર દુધ તથા એક નાળીએરના ખમણનું દુધ કાઢી રેડવું, અને ૦॥ રતલ ખાંડ અથવા ગોળ નાખી ધીમી આંચે સીજવા દઈ તઇઆર થાય એટલે ઉપર ૦। તોલો એળચી, તથા ખમણેલું જાયફળ ભભરાવવું.

## નાં૦ ૨૩૬. કોહોળું ને ગોવારની શીંગનું શાક.

૦॥ રતલ કોહોળું તથા ૦॥ રતલ ગોવારની શીંગને સમારી કટકા કરી ૨॥ તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી ઉપલી તરકારી નાખવી. પછી તેમાં ૧। તોલો નીમક, ૦॥। તોલો મરી અને ૦। તોલો હળદ નાખી એકરસ કરવું, અને ૦॥ શેર ગોળને પાણીમાં

ગ્રેહોવીને રેડી સારી પેઠે ચડેને ઊતારવું.

## નાο ૨૩૭. કોહોળાંના પનેલા.

ત્રણ રતલ પાકા કોહોળાંને છોલી મોટા કટકા કરી ત્રણ બા-ટલી પાણીમાં બાફીને પછી એક રતલ ચોખાનો આટો નાખી ચુલા ઉપર ખુબ ઘુંટી માવા જેવું નરમ કરવું, અને તેમાં બે રતલ ગોળ નાખી ગોળનું પાણી સુકાય એટલે ઉતારી તેમાં એક ખમણેલું જાય ફળ, અને ૦ાા તોલો એળચી ખોખરી કરી નાખવી. પછી એક મોટું તપેલું અરધું પાણીથી ભરી ચુલાપર ઉકાળવા મુકવું. પછી કુ-ળના પાંતરાં ઉપર તઇઆર કીધેલા કોહોળાંમાંથી લીંબુ જેટલા ચપટા ઊંડાઓ થાપી ગોઠવવા, અને તેની ઉપર બીજું પાંતરૂં દાબીને ઢાંકવું. હવે પેલા ગરમ થવા મુકેલા પાણીના તપેલા ઉપર ઓાહ્યું અથવા ચાળણી મુકી તે ઉપર પેલું ઊંડાઓવાળું પાંતરૂં ગોઠવી પાણી ઉક-ળવા દેવું, અને ઊંડાઓ બફાઈ તઇઆર થાયને ઊતારવા. વધારે સ્વા-દીષ્ટ કરવું હોય તો કોહોળાંને પાણીને બદલે દુધમાં બાફવું. જોઇએ તો ઘટ કપડાં ઉપરજ ઊંડાઓ ગોઠવી તેને તપેલા ઉપર ઓાહ્યું મુ-ક્યા વગર બાંધી લેવું અને ઊપર ઢાંકણુ ઢાંકી બાફી તઇઆર કરવું.

## નાο ૨૩૮. કોઠીમડાંનું શાક.

અરધો રતલ કોઠીમડાંને પાતળાં છોલી તેની બારીક કાતરી-ઓ પાડવી. પછી બે તોલા ઘીમાં કાંદા કાપી લાલ કરી તેમાં કોઠી-મડાં વઘારવાં અને તે ઊપર ૦ાા તોલો નીમક, ૦ા તોલો મરી, તથા ધાણાજીરાંનો મસાલો અને બે વાલ હળદ ભભરાવી ચમચ કરવી, અને બે લીંબુ જેટલાં કોકમનું ૦ા શેર પાણી કરી અંદર નામવું. પાણી સીજી રહે એટલે ઉતારવું. કોઠમડાંના બીજ કાઢી નાખવાં.

## નાο ૨૩૯. કંદનું શાક.

એક રતલ રતાળુ અથવા કમોદીઓ કંદ છોલી નાહના કટકા કરવા. પછી પાંચ તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરી થોડું ઘુંદે-લું આદુ નાખી વઘાર કરવો, અને તેમાં કંદના કટકા નાખી, તે ઉ-પર ૦ાાા તોલો નીમક અને ૦ા તોલો મરી ભભરાવી ચમચ કરવી, અને ૦ાા શેર પાણી નામી ચડી રહેને ઊતારવું

## ના૦ ૨૪૦. કંદ તળેલો.

એક રતલ રતાળુ અથવા કમોદીઆ કંદ પાણીમાં બાફીને છોલી નાખવો, અને તેના ચોરસ નાહના ટુકડા કાપવા. પછી ૦।। રતલ ઘીમાં તેને બદામી રંગનો તળવો અને નીચે ઊતારી ૧ તોલો નીમકનું થોડું પાણી કરી તે ઉપર છાંટવું. અને પાછું જરા ચુલે મુકી સેહજ વારમાં ઉતારી પાડવું. કંદ બાફ્યા વગર પણ તળાસે.

## ના૦ ૨૪૧. કંદ ચાસ પાયલો.

એક રતલ રતાળુ અથવા કમોદીઆ કંદ પાણીમાં બાફીને છોલી નાખવો, અને તેની ૦।। ઈંચની કાતરીઓ પાડવી અને તેને ૦।। રતલ ઘીમાં બદામી રંગનો તળી નાખવો. પછી એક શેર ખાંડમાં એક બાટલી પાણી રેડી ચુલે મુકવું, અને તેની ઉપર તરી આવેલા કચરાની છારી કાઢી નાખી, તેમાં કંદની કાતરીઓ આપી દેવી, અને ધીમાં અંગારે રગરગવા દેવી એટલે કંદ ચાસ પીને મીઠો થશે.

## ના૦ ૨૪૨. કંદ બાફેલો.

એક શેર સકરકંદને પાણીમાં બાફી યા ભેભરતમાં ભુંજીને છાલ કાઢી નાખવી, અને તેના ઝીણા કટકા કરવા અથવા તો તેને ચમચાથી ઘુંટી નાખવો. પછી તેમાં મોળું યા મીઠું એક કપ ગરમ દુધ અંદર મેળવી ચમચેથી સ્વાદ લઇ ખાવું.

## ના૦ ૨૪૩. કંદની ઘારી.

બે રતલ સકરકંદને બે શેર પાણીમાં બાફી છોલીને ઘુંટવા, અને તેમાં ૦।। રતલ ગોળ યા ખાંડ મેળવવી. પછી એક રતલ ઘઊંના આટામાં બે તોલા ઘી નાખી પાણીથી કઠણ બાંધી ખુબ ઘુંટીને તેના કોડીઆં રેકા ગોળા કરવા, અને તેમાં કંદનો માવો ભરી ગોળા પાછા વાળી દેવા. પછી તે ઉપર જરા આટો ભભરાવી બને તેટલી પાતળી વણી, જોઇતું ઘી કકડાવી તવા ઉપર તળી નાખવી.

## ના૦ ૨૪૪. કંટોલાંના કવાબ.

૦।। રતલ કંટોલાં બારીક કાપીને બાફવાં. પછી બે વાલ હળદ, ૦।। તોલો મીઠું, ૦। તોલો મરી, છુંદેલું આદુ, તથા ધાણાજીરાંનો મસાલો, એક જુડી કાપેલી કોથમીર, અને ચાર ફુદનાના પાંતરાં લેવાં. આ સર્વે મસાલો વાટી કંટોલાંમાં નાખી એકરસ કરી ગોળ દટા વાળી

ચણાના આટામાં રગદોળવા. પછી કઢાઇમાં ૧૦ તોલા ઘી કકડાવી તેમાં તળવા, અને લાલ થાયને ઉતારી લીંબુ નીચવી સ્વાદ લઈ ખાવા.

## ના૦ ૨૪૫. કંટોલાં તળેલાં.

એક શેર કંટોલાંની કાતરીઓ કરવી. પછી ૦। શેર ઘી કડાઈમાં કકડાવી તેમાં તેને તળવી. તળતી વખતે તેને ફેરવ ફેરવ કરવી. તઇયાર થયા પછી તેને ઉતારી ૦॥। તોલો નીમક અને ૦॥ તોલો મરી વાટીને તેની ઉપર લગાડવું. કેટલાકો કંટોલાંનો સેહેજ કડવાસ કાઢી નાખવા સારૂં તેને પેહેલાં છરીથી જરા ઓખવી નાખો, પછી કાતરી કરે છે.

## ના૦ ૨૪૬. કંટોલાંનું શાક.

એક રતલ કંટોલાંના બબ્બે ફાડચાં કરવાં. પછી ૩ તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી તેમાં કંટોલાં નાખી વઘારવાં, અને તે ઉપર ૦॥। તોલો નીમક, તથા ૦। તોલો મરી નાખી ચમચ કરવી. ધીમી આંચે રાખી ચેડવતી વખતે બે ત્રણ વાર ચમચથી કંટોલાં તળે ઉપર કરવાં. કંટોલાં મીઠાં કરવાં હોય તો ૫ તોલા ગોળ થોડાં પાણીમાં ડોહોવી, પાંચ મીનોટ ઉતારવા આગમચ તે અંદર રેડવું.

## ના૦ ૨૪૭. કંટોલાં ખમણના.

એક રતલ મોટાં કંટોલાંના બબ્બે ફાડચાં કરી તેમાંનાં બીજ તથા તેનો ગર કોતરી કાઢવો. પછી એક નાળીએરના ખમણને ઘીમાં તળીને લાલ કરવું, અને નવટાંક ખાંડ અંદર મેળવવી. એ મીઠાં ખમણને કંટોલાંમાં ભરી દોરાથી બાંધી લેવાં, અને તેને ૦। શેર ઘીમાં એક કાંદો કાપી લાલ કરી થોડું છુંદેલું આદુ નાખી તેમાં વઘારવાં, અને ૦॥। તોલો નીમક તથા ૦। શેર પાણી આપી ધીમી આંચે થવા દેવાં. ખમણને બદલે બાફીને છુંદી નાખેલા પટેટા, નીમક મરી અને માખણ સાથે ભેળેલા, પણ કંટોલાંમાં ભરાશે.

## ના૦ ૨૪૮. ગલકાંનું શાક.

એક શેર ગલકાં છોલી નાહના કટકા કાપી બે તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી થોડું છુંદેલું આદુ નાખી તેમાં ગલકાં વઘારવાં. પછી તેમાં ૦॥। તોલા નીમક, ૦। તોલા મરી અને એક ચપટી

હળદ નાખી ચમચ કરવી, અને ધીમે અંગારે રાખ્યાથી પાણી નાખ્યા વગર ચડી જશે. ૫ જુડી મેથીની ભાજી સમારી ગલકાં સાથે નાખવી.

## નાο ૨૪૯. ગાજરનું શાક.

એક રતલ ગાજર છોલી વચમાંનો દાંડો કાહાડી નાખી બારીક કટકા કરવા. પછી ૨ાા તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી ૦ાા તોલો છુંદલું આદુ નાખી તેમાં ગાજર વઘારવાં, અને તે ઉપર એક તોલો નીમક, અને ૦ા તોલો હળદ, મરી, અને ધાણાજીરાંનો મસાલો નાખી તળે ઉપર કરવું, અને ૦ા શેર પાણી નાખી ચડવા દેવાં.

## નાο ૨૫૦. ગાજર મીઠાં તથા ખાટાં.

એક રતલ ગાજર છોલી ઉભી સળીઓ કરી વચમાંનો દાંડો કાઢી નાખવો, અને તેને પાણીમાં થોડોવાર બોળી મુકવી. પછી ૦ાા રતલ ગોળ એક બાટલી પાણીમાં ડોહોવી ઉકાળવું, ને ઊપર તરી આવેલી છારી કાઢી નાંખી તેમાં ગાજર નાંખવાં, અને શીરો ઘટ થાયને ઉતારવું. અગર જો ગાજર ખાટાં મીઠાં કરવાં હોય તો તે ચડી રહે, એટલે તેમાં બે ત્રણ લીંબુનો રસ નીચવવો.

## નાο ૨૫૧. ગોવારની શીંગનું શાક.

એક રતલ ગોવારની શીંગ સમારી બબે કટકા કરી બે તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી તેમાં નાખવી, અને ઊપરથી એક તોલો નીમક, ૦ા તોલો મરી અને બે વાલ હળદ સાથે મેળવી શીંગમાં નાખી ચમચ કરવી, અને ૦ાા શેર પાણી રેડી ધીમે અંગારે ચડવા દેવી. ચડી રહ્યા પછી સ્વાદને ખાતર જોઇએ તો ત્રણ તોલા આમલીનું અથવા કોકમનું ૦ા શેર ડોહોળું કરી રેડવું અને પાણી સુકાય ને ઉતારવું.

## નાο૨૫૨. ગોવારની શીંગનો પાટીઓ.

ગોવારની શીંગનો પાટીઓ નાο૧૮૦ની વાનીમાં લખ્યા મુજબ કરવો. ખટાશ ને સારૂં જોઇએ તો આંબોસીને બદલે ત્રણ તોલા આમલીનું ૦ા શેર પાણીમાં ડોહોળું કરી રેડવું.

## નાο ૨૫૩. ઓલકોલનું શાક.

એક રતલ ઓલકોલ છોલી કાતરી કરી બે બાટલી પાણીમાં

ભાફી પાણી નીતારી કાઢવું. બાફતી વખતે એક તોલો વરીઆળીની પોટલી બાંધી તેમાં નાખવી. પછી પાંચ તોલા ઘીમાં બે કાંદા લાલ કરી, તેમાં આલકોલ નાખવા, અને ઉપર સવા તોલો નીમક, ०। તોલો મરી, બે વાલ હળદ અને એક નાળીએરનું દુધ નાખી એકરસ કરવું, અને ધીમી આંચે સીજી રહે ને ઉતારવું.

## ના૦ ૨૫૪. ચીભડાંનું શાક.

એક શેર કાચાં ચીભડાંને સમારી કાપી નાહના ટુકડા કરવા. પછી એક તોલો ઘીમાં ०। તોલો જીરૂં આપી વઘાર કરવો, અને તેમાં ચીભડાંના ટુકડા નાખવા. પછી તે ઉપર ०।। તોલો નીમક, બે વાલ હળદ અને ०।। તોલો મરી ભભરાવી એકરસ કરી, ०। શેર પાણી રેડી ચડવા દેવાં, પાણી બળી રહે ને ઉતારવું.

## ના૦ ૨૫૫. ચીભડું ખાટું મીઠું.

એક શેર ચીભડું છોલી નાહના કટકા કરવા. પછી ०।। શેર ખાંડમાં ૧ બાટલી પાણી નાંખી ઉકાળવું. ०।। બાટલી શીરો રહે એટલે તેમાં ચીભડું નાખી, શીરો તેમાં પચી રહે ત્યાં સુધી ચુલે રાખી ઉતારવું. ઉતારીને બે લીંબુનો રસ નીચવવો.

## ના૦ ૨૫૬. ચોધારીનું શાક.

એક શેર ચોધારી સમારી ઉભી ચીરી નાહના કટકા કરી તથા ०।। શેર નાહના કાંદા છોલી એ બેઉને મેળવવાં. પછી પાંચ તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરી થોડું છુંદેલું આદુ નાખી તેમાં તરકારી વઘારવી, અને તે ઉપર એક તોલો નીમક, અને ०। તોલો મરી નાખી ચમચ કરવી, અને ०।। બાટલી પાણી રેડી ચડે ને ઉતારવી.

## ના૦ ૨૫૭. ચોળા વઘારેલા.

એક શેર સુકા ચોળા ૧।। બાટલી પાણીમાં નરમ બાફી નાખવા. પછી ૩ તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી તેમાં ०।। તોલો છુંદેલું આદુ અને ०। તોલો હળદ નાખી ભુંજવું, અને તેમાં બાફેલા ચોળા નાખી વઘારવા. તે ઉપર ૧ તોલો નીમક, ०।। તોલો મરી તથા ધાણાજીરાંનો મસાલો અને ૧ જુડી કાપેલી કોથમીર નાખી ચમચ ક-

રવી, અને નવટાંક પાણી રેડી પાંચ મીનીટમાં ચુલેથી ઉતારી પાછી ખપમાં લેવા. જો ચોળા ઘુંટેલા ખાવાનો શોખ થાય તો તેને જરા વધારે પાણીમાં માવા જેવા નરમ બાફીને પાણી નીતારી નાખવું, અને ચોળાને કડછીથી ઘુંટી નાખી તેમાં સરવે મસાલો ભેળી દેવો, અને ઉપર લખ્યા પ્રમાણે વધારવા.

## નાં૦ ૨૫૮. ચોળાફળીનું શાક.

એક શેર ચોળીની શીંગ લેવી. જે શીંગની છાલ પાકી થઈ હોય તેને છોલીને દાણા લેવા, અને જે કુમળી હોય તેને ક[illegible] કટકા કરવા. તેમાં ૦ાા શેર ઝીણા કાંદા છોલીને આખા મેળવ[illegible]. ઝીણા કાંદા નહીં હોય તો મોટા કાંદા કાપી ભેળવા પછી ૫ તોલા ઘી માં એક કાંદો કાપી લાલ કરી તેમાં ૦ાા તોલો છુંદેલું આદુ નાખી, ઉપલી તરકારી અંદર આપી વધારવી. તે [illegible]પર ૧ા તોલો નીમક, અને ૦ાા તોલો મરી ભભરાવી તળે ઉપ[illegible] કરવું. તર[illegible]રી જરા તતડે ને ૦ા શેર પાણી રેડી સીજી રહે ને ઘી પર આવે એટલે ઉતારી ઉપયોગ કરવો.

## નાં૦ ૨૫૯. ચોળાફળી ને ચીભડાંનું શાક.

૦ાા શેર ચોળીની શીંગ તથા ૦ાા શેર ચીભડું સમારી કાપી બેઉને ભેળી નાખવું. પછી ૩ તોલા ઘીમાં ૦ા તોલો જીરાંનો વઘાર કરી તેમાં ઉપલી તરકારી આપવી, અને તે ઉપર ૦ાાા તોલો નીમક, ૦ાા તોલો મરી, ૦ા તોલો ધાણાજીરૂં, અને બે વાલ હળદ ભભરાવી ચમચે એકરસ કરવું, અને ૦ાા શેર પાણી રેડી તઈઆર થાય ને બે તોલા કોપરાંનું ખમણ નાખી ઉતારવું.

## નાં૦ ૨૬૦. ચોળાના બોકાં.

બે જુડી ચોળાના બોકાં એટલે ચોળાના વેલાપરની કુમળી ભાજી લઈ તેને બારીક કાપવી. પછી બે તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરી ૦ા તોલો જીરૂં નાખી શેકવું, અને તેમાં ચોળાના બોકાં નાખી વઘારવાં. તે ઉપર ૦ાા તોલો નીમક, અને મરી ભભરાવી, ચમચ કરવી, અને ઢાંકણ પર પાણી રેડી સીજી રહે ને ઉતારી લીંબુ નીચવી ખાવું.

## નાં૦ ૨૬૧. જીપસી ઇસ્તુ.

પાંચ સાત જાતની તરકારી સાથે ભેળીને પકાવી હોય તેને પારસીઓ ઇસ્તુ કહે છે. કેટલાક હીંદુઓ એને પંચકુટયું શાક, અથવા લીલોતરીનું શાક, અથવા ઊંધીયું કરી કહે છે. ઇસ્તુના નીચે ચાર વળ આપેલા છે. ઊંધીયાંની કેટલીક તરકારીમાં સંભાર ભરાય છે.

૧. પચરસી ભાજી, લીલા વટાણા, રતાલુ યા કમોદીઓ કંદ, પટેટા, અને કાંદા. ૨. સકરકંદ, ટામોટા, દબલ બીજ યા કડવાં બીજ, મેથીની ભાજી, પટેટા અને પંડોળાં. ૩. ગાજર, ઓલકોલ, સલગમ, લાલ કોહોળું, પટેટા, પાપડી અને વેંગણ. ૪. ભીંડા, ચોળકું, વસઇગિરાં પાકાં કેળાં, સુરણ, પટેટા, તુરીઆં અને દુધી.

ઉપલા વળમાંથી જે એક વળ પસંદ હોય તેની થોડી થોડી કરી એકંદર બે રતલને સુમારે તરકારી લઈ તેને ધોઈ સમારીને બારીક કાપવી. પછી એક તપેલીમાં ૫ થી ૧૦ તોલા ઘી કકડાવી તેમાં બે કાંદા કાપી લાલ કરી, ૧ તોલો છુંદેલું આદુ નાખી વઘાર કરવો, અને તેમાં તરકારી નાખી, તે ઉપર એક તોલો મરી તથા ધાણાજીરાંનો મસાલો, ૨ તોલા નીમક ૩ જુડી કાપેલી કોથમીર, ૧ જુડી કાપેલો ફૂદનો, થોડી કાપેલી સાલેરી પાસલી, અને ૦। તોલો હળદ ભભરાવી સારી પેઠે ચમચથી એકરસ કરવું. ખટાશ ને સારૂં જોઇએ તો થોડાં કરમદાં અંદર આપી, ઢાંકણપર પાણી નામી ધીમી આંચે રગરગવા દેવું. જરૂર પડે તો ઢાંકણપરનું પાણી અંદર નાખી બીજું ઢાંકણપર પાણી રેડવું. સીજી રહે ને ઘીપર આવે એટલે ઉતારી, જોઇએ તો લીંબુ નીચવી સ્વાદ લઈ ખાવું. ત્રાંબાના ઢાંકણવાળા દાબડામાં કેટલાકો ઇસ્તુ બનાવે છે તેને આલબલેશ ઇસ્તુ કહે છે.

## નાં૦ ૨૬૨. ટામેટો દમપ્લીંગસ.

એક શેર સારા મોટા ટામોટા લઈ તેને મથાલાપરથી જરા કોતરી અંદર ગાલા પાડી બીજ કાઢી નાખવાં. પછી ૦।। તોલો નીમક અને ૦।। તોલો મરી વાટી ૦। શેર બાફેલા લીલા વટાણામાં એકરસ કરી, થોડા થોડા વટાણાના દાણા ટામોટામાં ભરવા. પછી ૫ તોલા ઘી કકડાવી તેમાં ટામોટા સેકી પાંચ મીનીટમાં ઉતારી પાડવા. જો ટામોટાને ચુલાપર વધારે વાર રાખશો તો તેમાંનો કીમતી રસ ફાકટમાં બળી જશે. ટામોટામાં વટાણા

ભરયા વગર પણ ઘીમાં સેકીને મરી મીઠું ભભરાવી ખાઈ શકાશે. નાહના ટામેટામાં ખટાશ વિશેષ હોવાથી મોટા ટામેટા વાપરવા, જે ઘણાજ દીલપસંદ અને લેહઝતદાર થઈ પડશે. ટામેટામાં પાણી નાખ્યાથી તેની લેહઝતમાં સેંકડે ૫૦ ટકાનો ઘટાડો થાય છે, તેથા જોઇએ તો ઢાંકણપર પાણી નામી ટામેટા પકાવવા.

## ના૦ ૨૬૩. ટામેટા ને પટેટાનું શાક.

અરધો શેર પટેટાને પાણીમાં બાફી તેની છાલ છોલી નાખી દર એકના ચાર ટુકડા કરવા. અને ૧ શેર ટામેટાના બબે ફાડમાં કરવાં. પછી ૫ તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી તેમા ટામેટા તથા પટેટા આપી દેવા, અને તે ઉપર ૦। તોલો મીઠું અને મરી ભભરાવી પાંચ મીનીટમાં ઉતારી પાડી સ્વાદ લઈ ખાવું.

## ના૦ ૨૬૪. ટીંડોરાંનું શાક.

એક શેર ટીંડોરાંને ઉભાં ચીરી કટકા કરવા. પછી ૫ તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરી તેમાં ટીંડોરાં વઘારવાં. અને તે ઉપર ૦॥ તોલો નીમક, ૦॥ તોલો મરી, ૦। તોલો જીરૂં તથા એક ચપટી હળદ ભભરાવી, તળે ઉપર કરવું, અને ૦॥ શેર પાણી રેડી સોજી રહે ને ઉતારવું.

## ના૦ ૨૬૫. ટીંડોરાંનાં સંભારીઆં.

એક શેર કુમળાં ટીંડોરાં ચીરી તેની ચાર ફાડ વળગેલી રાખવી. પછી એક તોલો નીમક અને ધાણાજીરૂં, બે તોલા કોપરાંનું ખમણ. તથા ચણાનો આટો, ૦॥ તોલો મરી, એક જુડી કાપેલી કોથમીર તથા બે વાલ હળદ, એ સર્વે મસાલાને એકઠો ભેળી સરખે ભાગે ટીંડોરાંની ફાડમાં ભરવો. આ મસાલો ભરેલાં ટીંડોરાંને બે તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરી તેમાં નાખી વઘારવાં, અને ૦॥ શેર પાણીમાં એક વાલ ભાર ખારો ડોહોવીને તે રેડવું, એટલે ટીંડોરાં ચડીને માવા જેવાં નરમ થઈ જશે.

## ના૦ ૨૬૬. તુરીઆંનું શાક.

એક શેર તુરીઆંની છાલ છોલી તેની પાતળી કાતરીઓ કરવી. પછી બે તોલા ઘીમાં એક કાંદો બારીક કાપી લાલ કરી તેમાં તુરીઆંની

કાતરીઓ નાખી વઘારવી, અને તે ઉપર ૦ાા તોલો નીમક, ૦ાા તોલો મરી, બે વાલ હળદ, અને એક જુડી કાપેલી કોથમીર નાખી ચમચ કરવી. તુરીઆંનું છુટેલું પાણી બળી ગયા પછી ઉતારી ખપ-માં લેવું. તુરીઆંમાં પાણી મુદ્દલ નાખવું નહીં, કારણ કે તે પોતાનાજ છુટેલાં પાણીમાં ચડી જાય છે. જો તુરીઆંનું શાક વધારે સ્વાદદાર કરવું હોય તો તેને ચુલેથી ઉતારવા આગમચ તેમાં ૦। શેર દહીં નાખવું. જો તુરીઆંનું શાક મીઠું કરવું હોય તો તેમાં મસાલા ત-રીકે ફકત ૦। તોલો જીરૂં નાખવું, અને તુરીઆં તઇઆર થઈ રહેવા આવ્યાં હોય એટલે તેમાં ૦। શેર ગોળ થોડા પાણીમાં ડોહોવીને રેડી દેવો, અને પાંચ મીનીટમાં ઉતારી પાડી મીઠાં તુરીઆંનો સ્વા-દ લેવો.

## ના૦ ૨૬૭. તુરીઆંના સંભારીઆં.

એક શેર કુમળાં તુરીઆં છોલી તેના બે ઈંચ જેટલા લાંબા ટુકડા કાપવા, અને તેને ચીરી ચાર ફાડ વળગેલી રાખવી. પછી ૦ાા તોલો મીઠું, અને ધાણાજીરૂં, ૦ાા તોલો મરી, બે તોલા કોપરાંનું ખમણ, તથા ચણાનો આટો, બે વાલ હળદ, તથા એક જુડી બારીક કો-થમીર, આ સર્વે મસાલો બરાબર એકરસ કરી તુરીઆંની ફાડમાં સરજે ભાગે ભરવો, જેને ૩ તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરી તેમાં નાખી વઘારવાં અને ધીમી આંચે રાખી ચેડવીને ખપમાં લેવાં.

## ના૦ ૨૬૮. તુરીઆંનો પાટીઓ.

તુરીઆંનો પાટીઓ બનાવવા સારૂં ના૦ ૧૮૦ ની વાની જુઓ. ખટાશને સારૂં આંબોસીને બદલે જોઇએ તો બે તોલા આમલીનું ડોહોળું બનાવી નાખવું.

## ના૦ ૨૬૯. તુરીઆં ને ફ્રેન્ચ બીન્સનું શાક.

૦ાા શેર તુરીઆં અને ૦ાા શેર ફ્રેન્ચબીન્સ ( જેને હીંદુઓ ફણસી કહે છે ) આ બેઉ તરકારીને સમારી કાપી એકઠી કરવી. પછી ૫ તોલા ઘીમાં એક કાંદો બારીક કાપી લાલ કરી તેમાં ૦। તોલો જીરૂં નાખી વઘાર કરવો, અને તેમાં ઉપલી તરકારી આપવી, અને તે ઉપર ૦ાા તોલો નીમક, ૦ાા તોલો મરી, અને એક ચપટી હ-

હળદની ભભરાવી ચમચ કરવી. પછી ઢાંકણપર પાણી રેડી ધીમી આંચે સીજવા દઈ ઘીપર આવે એટલે ઉતારી લીંબુ નીચવી ઉપયોગ કરવો.

## નાં૦ ૨૭૦. તુરીઆં, ચોળાફળી અને ચીભડાંનું શાક.

આ ત્રણે તરકારી સરખે ભાગે એકંદર એક શેર લઈ ઉપર લખ્યા મુજબ પકાવીને ખાવી.

## નાં૦ ૨૭૧. તુરીઆં, ગોવારની શીંગ અને ચીભડાંનું શાક.

આ વાની પણ ઉપર જણાવ્યા પ્રમાણે બનાવવી. ફેર માત્ર એટલોજ કે ચોળીની શીંગને બદલે ગોવારની શીંગ લેવી.

## નાં૦ ૨૭૨. તુરીઆંનો ખીમો.

એક શેર તુરીઆંને છોલી કાપી તેને પાટલાપર મુકી છરીથી કુટીને તેનો બારીક ખીમો કરવો, અને તેમાં ૦ાા તોલો નીમક, અને મરી, ૦। તોલો છુંદેલું આદુ, બે જુડી કાપેલી કોથમીર અને બે વાલ હળદ ભેળી બરાબર એકરસ કરવું. પછી બે તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરી તેમાં તુરીઆંનો છુંદો નાખી વઘારવો, અને સીજીને તઇઆર થાય એટલે ઉતારી બે લીંબુનો રસ ઉપર નીચવી ખપમાં લેવો.

## નાં૦ ૨૭૩. ડબલબીજનું શાક.

એક શેર ડબલબીજને ઠંડા પાણીમાં થોડોવાર પલાળી રાખી તેની છાલ કાઢી નાખવી. પછી બે તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરી તેનો વઘાર કરવો, અને તેમાં ડબલબીજ આપી તે ઉપર ૦ાા તોલો નીમક, ૦। તોલો મરી, તથા એક ચપટી હળદની ભભરાવી તળે ઉપર કરવું, અને ૦ાા શેર પાણી રેડી ડબલબીજ ચડીને નરમ થાય એટલે ઉતારવું. પાંચ જુડી મેથીની ભાજી સમારી સાથે નાખવી.

## નાં૦૨૭૪. દીલપસંદ મસાલેદાર.

એક શેર દીલપસંદ છોલી નાહના ટુકડા કરવા. પછી બે તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરી તેમાં દીલપસંદ નાખી વઘારવાં, અને તે ઉપર ૦ાા તોલો નીમક અને ૦। તોલો મરી ભભરાવી ચમચ ક-

રવી, અને ૦। શેર પાણી રેડી ધીમી આંચે સીજી રહેને બે તોલા કોપરાંનું ખમણ ઉપર ભભરાવી ઉતારી પાડવું. દોલપસંદ મોટા આ રંજના ઘાટ અને રંગના કાફરડ મારકીટમાં મળે છે.

## ના૦ ૨૭૫. દુધીનું શાક.

એક રતલ દુધી સમારી ટુકડા કરવા. પછી ૩ તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરી તેમાં થોડું છુંદેલું આદુ ચચાણાવી વઘાર કરવો, અને તેમાં દુધી નાખી તે ઉપર ૦।।। તોલો નીમક અને ૦।। તોલો મરી ભભરાવી તળે ઉપર કરવું, અને ઢાંકણ પર પાણી રેડી સીજવા દેવું. જરૂર પડવે ઢાંકણ પરનું પાણી અંદર આપી, તઇઆર થાય ને ઉતારતી વખતે જોઇએ તો ૨ તોલા કોપરાંનું ખમણ ભભરાવવું.

## ના૦ ૨૭૬. દુધી મીઠું યા ખાટું મીઠું.

એક રતલ દુધી છોલી તેના ટુકડા કરી ચાખી જોવું કે કડવું નહીં હોય. પછી ૦।।। શેર ગોળ યા ખાંડમાં એક ખાટલી પાણી રેડી ચુલે મુકવું. બે ત્રણ કકડા પડેને ઉપર તરી આવેલી કચરાની છારી કાઢી નાખી, તેમાં દુધીના ટુકડા નાખવા, અને ધીમી આંચે રગરગવા દેવું. પાણી સુકાય ને દુધીમાં શીરો પચી જાય એટલે મીઠું દુધી તઇઆર થયલું સમજવું. દુધી ખાટું મીઠું કરવું હોય તો ઉપલા મીઠાં દુધીમાં બે ત્રણ લીંબુનો રસ નીચવવો; અથવા તો બે તોલા આમલીનું ડોહોળું થોડા પાણીમાં બનાવી તઇઆર થયલાં મીઠાં દુધીમાં તે રેડવું અને પાણી સુકાયને ઉતારી ખાટાં મીઠાં દુધીનો સ્વાદ લેવો.

## ના૦ ૨૭૭. દુધીયાં દુધી.

એક શેર દુધી છોલી સોપારી જેવડા નાહના ટુકડા કરવા. પછી એક તોલા ઘીમાં ૦। તોલો જીરૂં નાખી વઘાર કરવો, અને તેમાં દુધી આપી, ૦। તોલો નીમક નાખી ચમચ ફરવી. પછી તે ઉપર પાંચ તોલા ખાંડ નાખી ૦।। શેર દુધ રેડવું, અને ધીમી આંચે દુધીને ચડવા દઈ રસરસતું ઉતારી ખાવું.

## ના૦ ૨૭૮. દુધીના કબાબ.

એક શેર દુધીને છોલી મોટા ટુકડા કરી તેને છીણીથી ખમ-

ણી નાખવા. પછી ૦। શેર ઘઊંના આટામાં ૦। શેર ચણાનો આટો ભેળી તેને દુધીના માવામાં એકરસ કરવો. પછી ૧ તોલો નીમક, ધાણાજીરૂં, અને મરી, ૪ વાલ હળદ, ૩ તોલા કોપરાંનું ખમણ, ૦॥ તોલો છુંદેલું આદુ, બે જુડી કાપેલી કોથમીર અને બે તોલા ઘી, આ સર્વેને એકઠું કાલવવું અને તે ઉપલા દુધીના માવામાં બરાબર ભેળવું. આ મેળવણીના લીંબુ જેવડા ઊંડાએ વાળી, કઢાઈમાં ૦॥ શેર ઘી કકડાવી તેમાં મુકવા, અને ઉપર ઢાંકણ ઢાંકી, અરધા સીજી રહે ને તવેથા વડે ફેરવી નાખી પાછું ઢાંકણ ઢાંકવું. આ પ્રમાણે બે ત્રણ વખત ફેરવી બધેથી બરાબર લાલ થાય ને ઉતારવા.

## ના૦ ૨૭૯. પટેટા વઘારેલા.

એક શેર પટેટા છોલી તેના મન ગમતા ટુકડા કરવા. પછી ૨॥ તોલા ઘી ચુલે મુકી તેમાં એક કાંદો બારીક કાપી લાલ કરી તેમાં પટેટાના ટુકડા નાખી વઘારવા, અને તે ઉપર ૦॥। તોલો નીમક, ૦। તોલો મરી અને એક ચપટી હળદ ભભરાવી ચમચ ફેરવી, અને તેમાં ૦॥ શેર પાણી રેડી પટેટા ચડેને પાણી સુકાઈને ઘીપર આવે એટલે ઉતારી ખપમાં લેવા.

## ના૦ ૨૮૦. પટેટા બાફેલા.

એક શેર પટેટાને બે બાટલી પાણીમાં બાફી પછી તેની છાલ છોલીને ઘુંટી નાખવા, અને તે ગરમ હોય તેટલાંજ તેમાં ૦। તોલો નીમક, અને મરી, તથા જોઈતું માખણ અંદર મેળવી દેવું. માખણ નહીં હોય તો સોજું ઘી વાપરશો તો ચાલશે. બાફેલા પટેટા ગરમ ખાધાથી ઘણો સ્વાદ આપે છે, માટે ઢાંકીને ગરમ રાખવા.

## ના૦ ૨૮૧. પટેટાના વેફર.

એક શેર મોટા પટેટા છોલી તેની ગોળ પાતળી કાતરીઓ પાડી તેને થોડોવાર પાણીમાં ભીંજવી મુકવી. પછી ૧૦ તોલા ઘી કઢાઈમાં કકડાવી તેમાં પટેટાની થોડી થોડી કાતરીઓ નાખી તળવા મુકવી. તળતી વખતે તવેથા વડે ફેરવ ફેરવ કરીને બદામી રંગની થાય એટલે ઉતારી તે ઉપર બે તોલા નીમકનું પાણી છાંટી ચાળણીમાં મુકવી અથવા તો પાછી જરા ચુલે મુકી નીમકનું પાણી સુકાય ને ઉતારવું.

## ના૦ ૨૮૨. પટેટાની સળી.

એક શેર મોટા પટેટા છોલી તેની જરા જાડી ગોળ કાતરીઓ પાડવી. કાતરીઓને ઉભાં કાપી તેની પાતળી સળીઓ કરી પાણીના વાસણમાં નાખવી. પછી ૧૦ તોલા ઘી કઢાઈમાં કકડાવી તેમાં પટેટાની સળીઓ નાખી ફેરવ ફેરવ કરી લાલ તળીને ઉતારવી, અને તે ઉપર બે તોલા નીમકનું પાણી કરી છાંટવું. પછી તેને ચુલે મુકી નીમકનું પાણી સુકાય એટલે તુરત ઉતારવી.

## ના૦ ૨૮૩. પટેટાનો વરખ.

એક શેર મોટા પટેટા છોલી તેની જરા જાડી ગોળ કાતરીઓ કરી પાણીમાં નાખવી. થોડો વાર રહીને એકેક કાતરીને ઉભી પકડી છરીથી તેને ગોળ ને ગોળ ધીરેથી કાપી વરખ કાઢવો. પછી ૧૦ તોલા કકડાવેલા ઘીમાં તેને હલકે હાથે ભાંગી નહીં જાય તેમ ફેરવતા જઈ લાલ તળી નાખવી. નીચે ઉતારી ૧॥ તોલો નીમકનું પાણી બનાવી ઊપર છાંટવું, અને પાછું ચુલે મુકી નીમકનું પાણી સુકાય ને તરત ઉતારવું

## ના૦ ૨૮૪. પટેટાની કેરવઈ.

એક શેર પટેટા બાફી તેને છોલીને જોરને હાથે સારી પેઠે ઘુંટી નાખી તેમાં ૦॥ તોલો નીમક, ૦। તોલો મરી અને એક ચમચી હળદની મેળવવી. પછી તેના છ સાત ચપટા ગોળા વાળી ઘઊંના રવામાં અથવા પાઊંના સુકા ભુકામાં રગદોળી, કઢાઈમાં ૧૦ તોલા ઘી કકડાવી તેમાં કેરવઈ તળવા મુકવા, અને તેના બેઊ પાંસાં લાલ થાય તેમ ફેરવીને તળી કાઢવી. કેરવઈ વધારે પુષ્ટીદાર બનાવવી હોય તો ચપટા ગોળા વાળતી વખતે તેમાં ખાડો પાડી અંદર કોપરાંનુ તળેલું મીઠું ખમણ ભરી પાછા ગોળાને વાળી બંધ કરવા અને ઉપર લખ્યા મુજબ તળી નાખવા. અગર જો બદામ દરાખની કેરવઈ ખાવાને ભાવતી હોય તો કોપરાંના ખમણને બદલે તળેલી યા સાદી બદામ દરાખ ભરવાં.

## ના૦ ૨૮૫. પટેટાનો ખીમો.

એક શેર મોટા પટેટા છોલી છીણીથી ખમણી નાખવા અને

ાા તોલો મીઠું, ા તોલો મરી તથા ધાણાજીરૂં, બે જુડી કાપેલ કોથમીર, એક ચપટી હળદ, તથા ત્રણ ફુદનાના પાંતરાં, આ સર્વેને સારી પેઠે એકઠાં કરી પટેટાના છુંદામાં એકરસ કરવું. પછી ત્રણ તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરી ાા તોલો છુંદેલું આદું નાખી મસાલેદાર પટેટાનું ખમણ વઘારી ચમચ કરવી, અને ા શેર પાણી નામી તથા ઢાંકણપરખી પાણી આપી ધીમી આંચે સીજવા દેવું. જરૂર પડવે ઢાંકણપરનું પાણી અંદર રેડી, તે સુકાય ને ઉતારી લીંબુ નીચવી ખીમાનો સ્વાદ લેવો.

## ના૦ ૨૮૬. પટેટાના કબાબ.

એક શેર મોટા પટેટા બે બાટલી પાણીમાં બાફી છોલીને પછી જોરને હાથે ઘુંટીને નરમ માવા જેવા કરવા. પછી ાા તોલો મીઠું, અને મરી, ા તોલો ધાણાજીરૂં, તથા છુંદેલું આદુ, બે વાલ હળદ, બે જુડી કાપેલી કોથમીર તથા ત્રણ ફુદનાના પાંતરાં આ સરવે મસાલાને વાટી પટેટાના માવામાં બરાબર ભેળવો, અને તેના ગોળા વાળી ઘઉંના રવામાં અથવા પાંઉંના સુકા ભુકામાં રગદોળવા. પછી કઢાઇમાં ૧૦ તોલા ઘી કકડાવી તેમાં તળી નાખવા અને ઉતારી લીંબુ નીચવી ખપમાં લેવા.

## ના૦ ૨૮૭. પટેટાના કટલેસ.

એક શેર સારા મોટા પટેટા બાફી છોલી તેની ગોળ અડધા ઈંચ જેટલી જાડી કાતરીઓ કરી તેના ઉપર જોઇએ તો આડા અવળા છરીથી છાલકા ઘા કરવા. પછી ાા તોલો મીઠું, ા તોલો મરી, ધાણાજીરૂં તથા છુંદેલું આદુ, બે વાલ હળદ અને એક જુડી બારીક કાપેલી કોથમીર આ સર્વે મસાલાને એકઠો કરી વાટીને તેમાં પટેટાનો કાતરીઓ એક પછો એક સારી પેઠે ખરમોટવી. પછી ઘઉંના રવો અથવા પાંઉંનો સુકો ભુકો થાળીમાં પાથરી તેની ઉપર પટેટાની કાતરીઓનાં બેઉ પડ દાબવાં અને પેણામાં ૧૦ તોલા ઘી કકડાવી, પટેટાની કાતરીઓને ત્રણ તોલા ઘઉંના દુધને થોડા પાણીમાં કાલવી તેમાં બોળીને કટલેસ તળી કાઢવા.

## ના૦ ૨૮૮. પટેટા રોસ્ત કીધેલા.

એક રતલ મોટા મામલેશ્વરી પટેટા છોલવા, અને તે બુડતા રહે એટલુ

ઘી તપેલીમાં કકડાવી તેમાં પટેટા છુટા મુકી ફેરવતા જઈ બમ્બે કે કાણેથી લાલ કરી ઘીમાં શેકવા. તઈઆર થાય ને નીચે ઉતારી તે-ઉપર બે તોલા નીમકનું થોડું પાણી કરીને છાંટવું, અને પછી જ-રાવાર ચુલે મુકી નીમકનું પાણી સુકાયને તરત ઉતારવું. પછી બી-જી તપેલીમાં બે તોલા ઘી કકડાવી તેમાં ાા તોલો છુંદેલું આદુ નાખી ચચણાવવું, અને તેમાં ઉપલા પટેટા આપી ટામેટાની ગરેવી ઉપર રેડી દેવી, અને ાા તોલો મરી ભભરાવી એક કકડો પાડી ઉતારવું, અને હોંસે હોંસે રોસ્ત કીધેલા પટેટા જમવા. ટામેટાની ગરેવી નીચે મુજબ કરવી. એક શેર આખા મોટા પાકા ટામેટા ચુલે મુ-કવા અને તેમાં ૦ા શેર પાણી રેડી ઢાંકણ ઢાંકવું. પાંચ મીનીટ-માં ઉતારી પાડી સોજાં કપડામાં ટામેટા મુકી તેનો બધો રસકસ જોરને હાથે નીચવી લેવો, અને તેનો છુંછો તથા બીયાં ફેંકી દેવાં.

## ના૦ ૨૮૯. પટેટાનો પાટીઓ.

પટેટાનો પાટીયો ના૦ ૧૮૦ ની વાનીમાં જણાવ્યા મુજબ ક-રવો. ખટાશને સારૂ આંબોસીને બદલે જોઇએ તો ત્રણ તોલા આમ-લીનું અથવા કોકમનું ૦ા શેર પાણીમાં ડોહોળું કરી રેડવું.

## ના૦ ૨૯૦. પટેટાની કચોરી.

ાા શેર મગની દાળને ચાર પાંચ કલાક આગમચથી પાણીમાં ભીંજવી રાખી હોય, તેને બાહાર કાઢી પાણી નીતારી નાખવું, અને ૦ા શેર ઘી કઢાઇમાં કકડાવી તેમાં એ દાળને માવા જેવી નરમ થાય ત્યાં સુધી સેકવી. તઇયાર થાય ને તેમાં બે ત્રણ લીંબુનો રસ નીચવી ચમચ કરવી. રસ સુકાય એટલે તરત નીચે ઊતારી તેમાં ૧ા તોલો નીમક, ૧ તોલો મરી, ધાણાજીરૂં, અને ગરમ મસાલો નાખી એક-રસ કરવું. પછી એક શેર પટેટાને બાફી છોલીને નરમ માવા જેવા ઘુંટવા, અને તેના નાહના લીંબુ જેવડા ગોળા વાળવા. તેમાંથી અકેક ગોળો લઈ તેને કોડીઆં જેવો કરવો અને તેમાં પેલી મસાલાવાળી દાળ થોડી ભરીને ગોળાને પાછો બંધ કરી હાથેલીપર હલકે હાથે ચપટો કરવો, અને રવામાં અથવા પાંઊંના સુકા ભુકામાં બધા ગોળા રગ-દોળવા. પછી કઢાઈમાં ૦ા શેર ઘી કકડાવી તેમાં કચોરી આપી બધેથી લાલ થાય તેમ ફેરવ ફેરવ કરીને તળવી. ખટાશને સારૂં લીંબુના રસને

બદલે થોડો દાડમસાર વાટીને મસાલામાં મેળવી વાપરશો તો કચોરી બહુ સ્વાદદાર થશે. આ દાડમસાર કાબુલથી તથા મસ્કતથી આવે છે, અને તે સુકવેલાં ખાટાં દાડમનો મગજ છે.

## ના૦ ૨૯૧. પરવળનું શાક.

એક શેર પરવળના કટકા કરી ત્રણ તોલા ઘીમાં એક કાંદા કાપી લાલ કરી તેમાં પરવળ વઘારવાં. તે ઉપર ૦ાા તોલો નીમક અને ૦ા તોલો મરી ભભરાવી ચમચ કરવી. ઢાંકણપર પાણી રેડી, ધીમી આંચે તઈઆર થાય ને ઉતારવું. પરવળ સરવે તરકારીઓમાં એક ઘણુંજ શ્રેષ્ટ તરકારી છે, અને તે ભુલેશ્વરની બજારમાં ઘણું કરી વેચાય છે. પરવળ વડોદરે તથા કાનપુરથી અત્રે આવે છે. કેટલાકો પરવળને છોલીને રાંધે છે.

## ના૦ ૨૯૨. પતરવેલીઆં.

વીશ અળુના મોટાં પાંતરાંના દાંડા કાઢી નાખવા, અને ૧૫ તોલા ચણાનો આટો અને ૮ તોલા ઘઊંનો આટો, આ બે આટાને ભેળી તેમાં ૧ તોલો મરી. મીઠું, સેકીને દળેલી મેથી, ખાણાછરાંનો મસાલો તથા છુંદેલું આદુ, બે જુડો કાપેલી કોથમીર, ૦ા તોલો હળદ. ૩ તોલા કોપરાંનું ખમણ, ૧ તોલો ઘી એ સરવેને એકઠું વાટી સારી પેઠે મેળવવું, અને તે ઉપર ૩ તોલા આમલીનું થોડું પાણી કરી રેડવું, અને પાછું કાલવવું. પછી અળુનું એક પાંતરૂં પાથરી તે ઉપર પેલો મસાલા સાથે ભેળેલો આટો થોડો ચોપડી તે ઉપર બીજું પાંતરૂં મુકી તેને પણ પેલા આટામાંથી થોડો લઈ ચોપડવો. એ પ્રમાણે ચાર પાંચ પાંતરાંના પડ કરી તે બધા પડને આટો ચોપડી ગોળ વીટ વાળી દેવી. વીટ વાળતી વખતે બન્ને બાજુએ સરખાઈ લાવવા સારૂં પાંતરાંની કોર બે બાજુથી બે આંગળ વાળવી. પછી તપેલીમાં ત્રણ ચાર બાટલી પાણી નામી કકડાવવું, અને તેની ઉપર ચાળણી મુકી તેમાં પતરવેલના વીટા સુતરથી અથવા નેતરના વાખથી બાંધી ગોઠવવા અને તે ઉપર ઢાંકણ ઢાંકી વરાળથી બાફવા મુકવાં. બફાયા પછી તેને ઠંડા પાડી તેની છરીથી કાતરીઓ કાપવી, અને ૦ાા શેર ઘીમાં તળી લીંબુ નીચવી ગરમાગરમ ખાવાં. પારસીઓ એને પતરેલ કહે છે. ઉપલા આટામાં કેટલાકો થોડો

ચોખાનો તથા તુવરની દાળનો આટો પણ ભેળે છે.

## નાο ૨૯૩. પપાંઉ ખટું મીઠું.

એક શેર કાચાં પપાંઉને સમારી સોજાં કરી કટકા કરવા અને તપાસી જેવું કે તે કડવુ નહીં હોય. પછી ાા શેર ખાંડ અથવા ગોળમાં એક શેર પાણી રેડી, કકડો પાડવો, અને ઊપર તરી આવેલા કચરાની છારી કાહાડી નાખી, તેમાં પપાંઉના કટકા આપી, થોડું પાણી બળી જવા દેવું, પછી તેને ધીમી આંચે રાખી પપાંઉ ચાસ પીયે ને જરા રસરસતું રહે તેમ ઉતારી ઊપયોગ કરવો.

## નાο ૨૯૪. પાપડીનું શાક.

એક રતલ પાપડી સમારી પાકટ હોય તેના દાણા કાઢી લેવા અને કુમળી હોય તે છાલ સાથે રાખવી. પછી બે તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી તેમાં પાપડી નાખવી, અને ઉપર ાા તોલો નીમક ા તોલો મરી તથા ાા તોલો અજમો નાખી, એકરસ કરી ાા શેર પાણી ઉપર રેડવું, અને ધીમી આંચ રાખી પાણી સુકાય ને ઉતારવી. પાપડીમાં આખા પટેટા, સકરકંદ અથવા વેંગણની ચાર વળગેલી ફાડ કરીને નખાય છે.

## નાο ૨૯૫. પાપડીનું ઊબાડીઊં.

ત્રણ રતલ દાણાની ભરેલી પાપડી સમારીને તેમાં ત્રણ તોલા નીમક અને અજમો વાટી જોરના હાથથી સારી રીતે મેળવવો. પછી માટીના ઘડામાં થોડો કલાર પાથરી તેમાં પાપડી ભરવી. મોહોઢાંપર મજબુત કલારનો ડુચો મારવો, જેથી વરાળ બહાર નીકળે નહીં. પાપડા ભરતી વખતે ચાર પાંચ દાણા બહાર રહેવા દઈ પેલા ઘડાના મોહોઢાં નીચે રાખવા. પછી તે પાપડીનો ઘડો ખુલ્લી જગામાં ઊંધો વાળી ઘાસ, કાંટા, છાંણાં વીગેરે તે ઉપર નાખી સળગાવવું. એ પ્રમાણે ા કલાક ઘડાને બળતાંમાં રાખી ખુબ તાપ આપી પછી પેલો ઊંધો વાળેલો ઘડો ઊચકી તેના મોહોઢાં નીચે મુકેલા પાપડીના દાણા તપાસતાં ચડેલા જણાય તો સમજવું કે ઘડામાંની પાપડી પણ ચડી છે. પણ જો દાણા કાચા માલમ પડે તો પાછો ઘડો ઊંધો વાળી ઊપર બળતણ સળગાવવું. કીસબી ઉબાડીઊં કરનાર ઘડા ઉપર ટકોરી મારી પારખી શકે છે કે પાપડી ચડી રહી કે નહીં. પાપડી

ચડી રહી કે છોલતા જઈ તેના દાણા કાઢી ખાવા. જોઇએ તો પાપડીની સાથે રતાળુ કંદના નાહના ટુકડા, આખા પટેટા અથવા તો વેંગણ ચીરી તેની ફાટમાં મસાલો ભરી ઘડામાં ભરવાં, એટલે તે પણ પાપડી સાથે ચડીને ખાવા લાયક થશે. પારસીઓ એને ઉ-ખરયું કહે છે.

## નાο ૨૯૬. પંડોળાંનું શાક.

એક શેર પંડોળાં સમારી તેની નાહની કાતરીઓ કરવી અને ૧ તોલો નીમક તેમાં મેળવી આથી રાખવું. થોડો વાર પછી તેમાંનું પાણી નીચવી કાઢી બે તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી થોડું છુંદેલું આદુ નાખી તેમાં પંડોળાં આપવાં, અને તે ઊપર ૦ા તોલો મરી, અને ધાણાજીરૂં ભભરાવી એકરસ કરી સીજી રહે ને ઉતારવું. પંડોળાં, પટેટા અને કારેલાંનું શાક પણ ભેગું પકાવી શકાશે.

## નાο ૨૯૭. પંડોળાંને મેથીની ભાજીનું શાક.

પડોળાંના શાકની વાનીમાં લખ્યા મુજબ પકાવવું, પણ ફેર એટલોજ કે ૫ જુડી મેથીની ભાજી સમારી ધોઇને પંડોળાં સાથે વઘારમાં નાખવી.

## નાο ૨૯૮. પંડોળાંને કારેલાંનું શાક.

નાο ૨૯૬ની વાનીમાં જણાવ્યા મુજબ પંડોળાં સમારી નીચોવી તઇઆર કરવાં, અને નાο ૨૨૬ ની વાનીમાં લખ્યા પ્રમાણે કારેલાં કાપી નીચોવી ધોઇને તઇઆર કરવાં. આ બેઉ તરકારી વજનમાં અરધો અરધ લઈ નાο ૨૯૬ ની ખાખદમાં લખ્યા પ્રમાણે પકાવવી.

## નાο ૨૯૯. પંડોળાંનો પાટીઓ.

પંડોળાંનો પાટીઓ નાο ૧૮૦ની વાનીમાં દરસાવ્યા મુજબ કરવો. ખટાશને સારૂ આંબોસીને બદલે જોઇએ તો ત્રણ તોલા આમલીનું અથવા કોકમનું ૦ા શેર પાણીમાં ડોહોળું કરી નાખવું.

## નાο ૩૦૦. ફ્રેંચ બીન્સનું શાક.

એક શેર ફ્રેંચ બીજ જેને હીંદુઓ ફણસી કહે છે તેના વાખ કાઢી ઊભી ચાર ચીર કરી વચમાંથી કાપી બે ટુકડા કરવા, તથા ૦ા શેર ઝીણા કાંદા છોલી ચાર ચાર કટકા કરવા, પછી ત્રણ તોલ

ઘીમાં એક કાંદાનો વઘાર કરી તેમાં એ બેઊ ચીજો નાખો તે ઉપર ૧ તોલો નીમક, ૦। તોલો મરી અને બે જુડી કોથમીરની કાપી નાખવી, અને ચમચે એકરસ કરી તતડે એટલે ૦। શેર પાણી રેડી સીજી રહે ને ઉતારવું.

## નાં૦ ૩૦૧. ફ્રેંચ બીન્સ બાફેલી.

૦॥ શેર ફ્રેંચ બીજના વાખ કાઢી ઉભી બારીક ચીરી કટકા કરી તેને ૧ બાટલી પાણીમાં ૦॥ તોલો નીમક સાથે નાખો બાફવી. પછી પાણી નીતારી કાઢવું, અને ખાવાની બે મીનીટ આગમચ તે ગરમ ફ્રેંચ બીજ રકાબીમાં કાઢી ઉપર થોડાં મરી ભભરાવી તથા થોડું માખણ યા સોજું ઘી ઉપર નાખી બંધ કરી દેવી કે તેની વરાળથી માખણ પીગળી જાય, અને પછી ખાવી.

## નાં૦ ૩૦૨. ફણસના બીજને કોબીનું શાક.

૦॥ શેર ફણસના બીજ જેને ચાંપાના ઠળીઆ અથવા ગોટલી પણ કહે છે તે ભુંજીને છોલવી, અને ૧ શેર કોબી કાપીને બાફી પાણી નીતારી કાઢવું. એ બેઉને ૨॥ તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી અંદર નાખી તે ઉપર ૧ તોલો નીમક, બે વાલ હળદ, અને ૦॥ તોલો મરી ભભરાવી ચમચ કરવી. પછી ૦॥ શેર કોપરાંનું દુધ નાખી સીજી રહે ને ઉતારવું.

## નાં૦ ૩૦૩. ફણસનાં બીજ અને રતાળુ કંદ.

૦॥ શેર ફણસનાં બીજને ૧ બાટલી પાણીમાં બાફી છોલી બબે ફાડચાં કરવાં, તેમજ ૦॥ શેર રતાળુ કંદને પણ પાણીમાં બાફી છોલી કાતરીઓ કરવી. એ બેઉને ૧૦ તોલા ઘીમાં તળી કાઢવાં. નીચે ઉતારી એક તોલો નીમકનું પાણી કરી ઉપર છાંટવું, અને પાછું ચુલે જરાવાર રાખી નીમકનું પાણી સુકાયને ઊતારી, જોઇએ તો ઉપર ૦॥ તોલો મરી ભભરાવવાં.

## નાં૦ ૩૦૪. ફણસનાં બીજનું ઇસ્તુ.

૦। રતલ ફણસના ભુંજેલાં બીજ છોલી લેવાં, અને પટેટા, મેથીની ભાજી, સુરણ, મીઠોકંદ, દુધી અને વેંગણ એ તરકારી બધી મળીને ૦॥ રતલ લઈ સમારી નાહના કટકા કરવા. તથા ૦। રતલ ઝીણા કાંદા આખા છોલવા. પછી એક ડાબડામાં દશ તોલા ઘી કકડાવી તેમાં

બે કાંદા કાપી થોડું છુંદેલું આદુ નાખી વઘાર કરવો અને તેમાં ઊપલી સઘળી તરકારી નાખવી. તે ઉપર ૧॥ તોલો નીમક, ૦। તોલો હળદ, ૧ તોલો મરી, બે જુડી કાપેલી કોથમીર, થોડાં ફુદનાના પાંતરાં અને સેલરી પાસલી કાપીને નાખી એકરસ કરવું. પછી દાબડાનું ઢાંકણ ચપટ ઢાંકી બળતું કર્યા વગર અંગારપર તેને રગરગવા દેવું. તરકારી ચડીને ઘીપર આવે એટલે ઉતારી લીંબુ નીચવી ખાવું.

## ના૦ ૩૦૫. બીટનું શાક.

એક શેર બીટ છોલી તેની કાતરીઓ કરવી. પછી બે તોલા ઘીમાં એક કાંદા બારીક કાપી લાલ કરી વઘાર કરવો અને તેમાં બીટની કાતરીઓ આપી, ૦॥ તોલો નીમક ભભરાવવું તથા ૦। શેર પાણી રેડી સીજી રહે ત્યાં સુધી ચુલે રાખવું.

## ના૦ ૩૦૬. બીટ બાફેલાં.

એક બે બીટ વગર છોલવે આખાં બે બાફેલાં પાણીમાં બાફી ઠંડા પડે પછી છોલી તેની ગોળ કાતરીઓ કાપવી. બીટની વચમાં શાખારેકી દાંડી આવે છે તે કાઢી નાખવી. શોખ થાય તો તે ખાધા આગમચ થોડોક સરકો બીટની કાતરીઓપર નાખી રાખવો.

## ના૦ ૩૦૭. ભાજી ચોલાઇની.

૧૫) જુડી ચોલાઈની ભાજી જેને હીંદુઓ તાંદળીઆની ભાજી કહે છે અને જે સર્વે ભાજીઓમાં શ્રેષ્ટ છે તે ધોઈ સમારીને કાપવી. પછી પાંચ તોલા ઘીમાં બે કાંદા બારીક કાપી લાલ કરી ૦॥ તોલો બારીક કાપેલું આદુ નાખી ચચાણાવવું, અને ચમચ કરી થોડા જીરાંના દાણા નાખી વઘાર કરી તેમાં ભાજી નાખી તે ઉપર ૦॥ તોલો નીમક, અને ૦। તોલો મરી નાખી એકરસ કરી ઢાંકણપર પાણી આપી ધીમી આંચે થવા દેવી. ભાજીમાં છુટેલું પાણી સુકાયા પછી નીચે ઉતારવું, અને લીંબુ નીચવી સ્વાદ લઈ ખાવી. એજ પ્રમાણે મેથી, ધોળ, ડાંભા, લુણી વીગેરેની ભાજી કરવી.

## ના૦ ૩૦૮. ભાજી–બીજી રીતની.

૧૫ જુડી ચોલાઈની ભાજી ધોઈ સમારીને કાપવી, અને ૧

પાટી નાળીએરનું ખમણ, ત્રણ તોલા ખસખસ અને તેટલાજ ભુંજેલા ચણાના દાળીઆ એ ત્રણે જણસો પાટાપર પીસવી. પછી પાંચ તોલા ઘીમાં બે કાંદા બારીક કાપી લાલ કરી થોડું છુંદેલું આદુ નાખી વઘાર કરવો અને તેમાં ઉપલો પીસેલો મસાલો તથા ાા તોલો નીમક, અને ા તોલો મરી નાખી ચમચ કરી, સરવે મસાલો વઘારમાં જરા શેકાય એટલે ઉપર ભાજી નાખી એકરસ કરવું. પછી ઢાંકણ પર પાણી નામી ધીમી આંચે થવા દેવું. ભાજીનું છુટેલું પાણી સુકાઈ જાય ને ઉતારી લીંબુ નીચવી ખાવી.

## નાo ૩૦૯. પચરસી ભાજીનું શાક.

૧૬ જુડી પચરસી ભાજી ધોઈ સમારી કાપવી, તથા ાા શેર દબલ બીજ, કડવાં બીજ, લીલા વટાણા, અથવા લીલા ચણા, એમાંથી જે પસંદ પડે તે એક જણસ લેવી, અને ાા શેર ઝીણા છોલેલા કાંદા લેવા. એ ત્રણેને પાંચ તોલા ઘીમાં એક કાંદા બારીક કાપી લાલ કરી થોડું છુંદેલું આદુ નાખી તેમાં વઘારવાં. તે ઊપર ૧ તોલો નીમક, અને ાા તોલો મરી ભભરાવી ચમચ કરવી. પછી ઢાંકણપર પાણી આપી ધીમી આંચે થવા દેવું. જરૂર પડે તો ભાજીનું છુટેલું પાણી સુકાયા પછી ઢાંકણાંપરનું પાણી અંદર રેડવું, અને સરવે સાજી રહ્યા પછી ઉતારી લીંબુ નીચવી ખાવું. ખુશી પડેતો ઉપલી તરકારીમાં બે ત્રણ પટેટા છોલી તેના નાહના ચોરસ ટુકડા કાપી તથા એક વેંગણ છોલી તેના પણ નાહના ટુકડા કાપી સાથે વઘારમાં નાખવા.

## નાo ૩૧૦. ભાજી ને ચણાની દાળનું શાક.

ખટુમરાંની, લુણીની, મેથીની, કુરલાની, અથવા ભરૂચી ભાજી, એમાંથી જેબી એક જાતની ભાજી પસંદ હોય તેની આશરે ૯ જુડી ધોઈ સમારીને કાપવી, અને ાા શેર ચણાની દાળને ત્રણ કલાક આગમચથી પાણીમાં બોળી રાખી હોય, તેને બહાર કાઢવી. પછી ત્રણ તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી ાા તોલો છુંદેલું આદુ નાખી ચચાણાવવું, અને ા તોલો જીરૂં તેમાં આપી વઘાર કરવો. ઉપલી દાળ આ વઘારમાં નાખી તે ઉપર ાાા તોલો મીઠું, ાા તોલો ધાણાજીરૂં, ા તોલો મરી, અને એક ચપટી હળદની ભભરાવી

ચમચ કરવી, અને ૦॥ શેર પાણી રેડી જાળ ચડવા દેવી. દાળ ચડી રહેવા આવે એટલામાં પેલી તઇયાર કીધેલી ભાજી ઉપર આપવી, અને ભાજીમાંનું છુટેલું પાણી સુકાયા પછી બે તોલા કોપરાંનું ખમણ ઉપર ભભરાવવું અને નીચે ઉતારી જમતી વખતે લીંબુ નીચવવું.

## નાં૦ ૩૧૧. ડાંભાનું શાક.

એક શેર કુમળા ડાંભાના બે ઇંચ લાંબા કટકા કાપવા. તેને એક બાટલી પાણીમાં બાફી પાણી નીતારી નાખવું, અને બે તોલા ઘીમાં એક કાંદાનો વઘાર કરી તેમાં ડાંભા નાખી તે ઉપર ૦॥ તોલો નીમક, ૦। તોલો ધાણાજીરૂં તથા મરી અને એક ચપટી હલદ ભભરાવી તળે ઉપર કરવું. પછી ૦। શેર પાણીમાં તોલા ચણાનો આટો, ૨ તોલા ગોળ અને ૧ તોલો કોકમ ડોહો ડાંભામાં રેડવું અને ચમચથી એકરસ કરી સીજી રહે ને ઉતારવું.

## નાં૦ ૩૧૨. ભીંડાનું શાક.

એક શેર કુમળા ભીંડાની અડધી આંગળ લાંબી કાતરીઓ પાડવી. પછી બે તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરી તેમાં ૦॥ તોલો છુંદેલું આદુ ચચાણાવી ઉપલા ભીંડા તેમાં નાખી વઘારવા. તે ઉપર ૦॥ તોલો મીઠું અને ૦। તોલો મરી ભભરાવી, હલકે હાથે ચમચ કરવી કે ભીંડા ભાંગી જાય નહીં. પછી ઢાંકણુપર પાણી રેડી ધીમી આંચે થાય ને ઉતારવા. ભીંડા ચડીને નરમ થતાં ઘણો વાર લાગતા નથી, માટે ધ્યાન રાખી તઇઆર થાય ને જલદીથી ઉતારી લેવા. જો ઘણો વાર સુધી ચુલે રાખશો તો તેમાંનો બધો ચીકાશ તથા રસકસ બળી જશે અને તમારે સારૂ છોડાં જેવાં કોટલાં અને તેમાંના બીં ફકત બાકી રહેશે.

## નાં૦ ૩૧૩. ભીંડા મીઠા અથવા દહીંમાં.

જો ભીંડા મીઠા ખાવાનો શોખ થાય તો મરી મીઠું નાખ્યા વગર ઉપર પ્રમાણે બનાવી તે ઉપર ૦। શેર ખાંડ ભભરાવવી અને ખાંડનું છુટેલું પાણી સુકાય ને ઉતારી પાડવા. જો દહીંમાં ભીંડા ખાવા ભાવતા હોય તો નાં૦ ૩૧૨ ની વાનીમાં લખ્યા મુજબ પકાવી ૦। શેર દહીંને ચમચાથી ડોહાવીને તે ઉપર ફરતું રેડવું અને હ-

લકે હાથે ભીંડાને તળે ઉપર કરી ઉતારવા. દહીંને બદલે જોઇએ તો ૦ા શેર જાડી છાશ ભીંડા વઘારમાં નાખ્યા પછી રેડવી, અને તઈઆર થાય મે ઉતારી ખપમાં લેવા.

## ના૦૩૧૪. ભીંડા તળેલા.

એક શેર કુમળા ભીંડાને કાપી અડધા આંગળની કાતરીઓ કરવી. પછી કઢાઈમાં ૦। શેર ઘી કકડાવી તેમાં ભીંડા નાખી તળવા. તળતી વખતે તવેથાવડે ધીરેથી ભીંડા તળે ઉપર કરવા. તઈઆર થાય ને ચુલેથી ઉતારી ૦ાા તોલો નીમકનું પાણી કરી તે ઉપર છાંટવું અને પાછા ચુલે ચઢાવી નીમકનું પાણી સુકાય કે તરત ઉતારવું. ભીંડાની કાતરીઓ ઘણી પાતળી કરશો તો તેમાંનો રસકસ જલદીથી સુકાઈ પોકળ અને છોડાં જેવી થઈ જશે.

## ના૦૩૧૫. ભીંડા મધરાસી.

એક શેર મધ્યમ કદના ભીંડાની કાતરીઓ કરવી અને તેને તાવડીપર ધીમા અંગારે જરા સેકવી. પછી ત્રણ તોલા ઘીમાં બે કાંદા બારીક કાપી લાલ કરી વઘાર કરવો, અને તેમાં ૧ જુડી કાપેલી કોથમીર, ૦ાા તોલો મરી, ૦। તોલો ધાણાજીરાંનો મસાલો અને બે વાલ હળદ નાખી ચમચ કરી સેકવું; સુકાઇને લાલ થયા પછી તેમાં ઉપલા ભીંડા આપવા અને હલકે હાથે ચમચથી મસાલામાં ભીંડા મેળવવા. પછી એક વાટી નાળીએરના ખમણનું ૦। શેર દુધ કરી, તે રેડવું અને પાંચ મીનીટમાં ઉતારી પાડી લીંબુ નીચવી ખાવું.

## ના૦ ૩૧૬. ભીંડાના કબાબ.

૦ાા શેર ભીંડાની પાતળી કાતરીઓ કરવી અને ૦ાા શેર ચણાની દાળને ત્રણ કલાક પાણીમાં આગમચથી પલાળી રાખી હોય તેને બાહાર કાઢી પીસવી. પછી ત્રણ તોલા કોપરાંનું ખમણ, ૦ાા તોલો નીમક, ૦ાા તોલો મરી અને ધાણાજીરાંનો મસાલો, બે વાલ ભાર હળદ, બે જુડી કાપેલી કોથમીર, ત્રણ ચાર ફુદનાના પાંતરાં તથા બે કાંદાની બારીક કાપેલી સળી લેવી. આ સઘળા મસાલાને એકઠો કરી પીસવો અને તેને ચણાની પીસેલી દાળમાં સારી પેઠે એકરસ કરવો. પછી તેમાં ભીંડાની પાતળી કાતરીઓ બરાબર ખરમો–

ટી, તેના ગોળા વાળી ઘઉંના રવામાં અથવા પાંઉના સુકા ભુકામાં રગદોળવા અને કઢાઈમાં કકડાવેલા ૧૦ તોલા ઘીમાં કબાબ તળવા અને ખાતી વખતે લીંબુ નીચવી સ્વાદ લેવો.

## ના૦ ૩૧૭. ભીંડા બાફેલા.

ાા શેર કુમળા આખા ભીંડા ડીચકાં કાપ્યા વગર એક શેર પાણીમાં બાફી નાખવા. બફાયા પછી તેમાંનું પાણી નીતારી નાખવું, અને ભીંડાને હારે કટાર રકાબીઓમાં સરખા ગોઠવી, તે ઉપર મરજી માફક મરી મીઠું ભભરાવવું. પછી ડાબા હાથમાં કાંટો અને જમણા હાથમાં છરી લેવી. કાંટાને ભીંડાની હારઆગળ ઉભો પકડવો કે ભીંડા રકાબીમાં સરી નહીં જાય, પછી છરીથી ભીંડાની આડી કાતરીઓ પાંચ છ કાપો મુકી કાપવી, અને ડીચકાં બીજી ફાલતુ રકાબીમાં કાઢી નાખી, ચમચેથી જમવા. ભીંડા માફકસરના બાફવા. એકદમ બાફી નરમ કરશો તો કાઢતાંજ ભાંગીને ચુંથાઈ જશે. ભીંડાને જો છરીથી આડા કાપશો નહીં તો ભીંડાના લાંબા સાખા ચાવવા અને હજમ થવા ભારી પડશે. આ સસ્તી, સાદી, કૌવતદાર અને નિરોગી તરકારી આગળ જાનવરી માંસનો ખોરાક કુચ્છ બીસાદમાં નથી.

## ના૦ ૩૧૮. ભીંડાને ચોળાફળીનું શાક.

ાા શેર ભીંડા અને ાા શેર ચોળીની શીંગ એ બેઉને કાપી ટુકડા કરી સાથે મેળવવાં. પછી ત્રણ તોલા ઘીમાં એક કાંદો બારીક કાપી લાલ કરી થોડું છુંદેલું આદુ નાખી તેમાં ઉપલી તરકારી આપી વઘારવી. તે ઉપર ાાા તોલો નીમક, ાા તોલો મરી, ા તોલો ધાણાજીરૂં, અને એક ચપટી હળદ ભભરાવી ચમચ કરવી, અને ઢાંકણપર પાણી રેડી ધીમી આંચ રાખી સીજી રહેને ઉતારતી વખતે જોઇએ તો બે તોલા કોપરાંનું ખમણ ભભરાવવું.

## ના૦ ૩૧૯. ભીંડાને કંટોલાં યા કારેલાંનું શાક.

ઉપલી માફકજ ભીંડાને કંટોલાંનું શાક પકાવવું; પણ જો ભીંડાને કારેલાંનું શાક બનાવવું હોય તો પેહેલાં કારેલાંની કાતરીઓને એક તોલો નીમકમાં ચોળીને ચાળણીમાં નાખી ઉપર ઢાંકણ ઊંધું

વાળી તેની ઉપર વજન મુકવું, એટલે થોડા વારમાં કારેલાંનું કડવું પાણી નીગરાઈ જશે. પછી તને ધોઇને ભીંડા સાથે ભેળવું અને ઉપર લખ્યા મુજબ રાંધવું.

## નાο ૩૨૦. મકાઇ બુટ્ઠા ભુંજેલા યા તળેલા.

પાંચ કુમળા મકાઈ બુઠ્ઠાના દાણા કાઢી ૦ા શેર ઘીમાં તળવા. તળાઇને લાલ થાય એટલે તેમાંથી ઘી નીતારી કાઢવું. પછી ૦ાા તોલો નીમક, ૦ા તોલો મરી અને એક જુડી કાપેલી કોથમીર એ સર્વેને બારીક પીસી એક લીંબુના રસમાં મેળવી પેલા તળેલા ગરમ દાણામાં મેળવવું, એટલે એક લેહેઝતદાર વાની તઇયાર થશે. ભુંજવા હોય તો મકાઈ બુઠ્ઠાની છાલ કાઢી અંગાર ઉપર મુકી ફેરવીને લાલ ભુંજવા. પછી દાણા કાઢી ખાવા. મસાલેદાર ખાવાનો શોખ હોય તો મકાઈ દાણામાં જોઇતું મરી, મીઠું અને લીંબુનો રસ મેળવીને તેનો સ્વાદ લેવો.

## નાο ૩૨૧. મકાઇ બુટ્ઠાને વટાણાનું શાક.

પાંચ કુમળા મકાઈ બુઠ્ઠાના દાણા કાઢવા અને તેટલાજ વજનના લીલા વટાણાની શીંગના દાણા લેવા. બેઉને ૨ તોલા ઘીમાં એક કાંદો બારીક કાપી લાલ કરી તેમાં વઘારવા, અને તે ઉપર ૦ાા તોલો નીમક તથા મરી ભભરાવી એકરસ કરવું. પછી ૦ાા શેર દુધ અથવા કોપરાંના ખમણનું દુધ રેડી ધીમી આંચે ચડવા દઈ ઉતારવું.

## નાο ૩૨૨. માખણીયા કબાબ.

૦ા રતલ સોજું કઠણ માખણ લઈ તેને બરફમાં બાંધી જેટલુ બને એટલું વધારે કઠણ કરવું. પછી એક શેર પટેટાને બાફી છોલવા ને તેને ઘુંટી નરમ માવા જેવા કરી તેમાં ૦ાા તોલો મીઠું, એક ચપટી હળદ, અને ૦ા તોલો મરી નાખી એકરસ કરવું. પછી તેના કોડીઆં રોકા ગોળા વાળી તેમાં પેલા કઠણ કીધેલા માખણમાંથી સોપારી જેટલું માખણ મુકી ગોળા વાળી દેવા અને ચણાના આટામાં રોળીને ૦ા શેર ઘીમાં તળી લાલ કરવા.

## નાο ૩૨૩. મુળાનું શાક.

એક શેર મુળાને તથા તેની ઉપરના દાંડા અને પાંતરાંને કાપી

નાહના ટુકડા કરવા, અને તેમાં ૧ તોલો નીમક ચોળી જરા વાર રહેવા દઈ તેમાંનું પાણી નીચોવી કાઢવું. પછી બે તોલા ઘીમાં બે કાંદા બારીક કાપી લાલ કરી તેમાં મુળા તથા તેની ભાજી નાખી તે ઉપર ૦। તોલો મરી તથા ધાણાજીરાંનો મસાલો ભભરાવી એકરસ કરવું, અને અંદર છુટેલું પાણી સુકાઈ જાય એટલે ઉતારવું.

## ના૦ ૩૨૪. મોગરીનું શાક.

એક શેર મોગરીને કાપી બારીક કટકા કરી તેમાં પાંચ તોલા સુકું કોપરૂં બારીક પીસીને મેળવવું. પછી બે તોલા ઘીમાં બે કાંદા બારીક કાપી લાલ કરી તેમાં મોગરી નાખી, તે ઉપર ૦।।। તોલો નીમક, અને ૦। તોલો મરી ભભરાવી એકરસ કરવું, અને ઢાંકણપર પાણી નાખી ધીમી આંચે ચડવા દેવી.

## ના૦ ૩૨૫. મોગરી ને વેંગણનું શાક.

૦।। શેર કુમળી મોગરી અને ૦।। શેર વેંગણને સમારી નાહના કટકા કરવા અને બેઉને સાથે ભેળવાં. પછી બે તોલા ઘીમાં ૦। તોલો જીરૂં નાખી વઘાર કરવો, અને તેમાં ઉપલી જણસો આપી તે ઉપર એક તોલો મીઠું, ૦।। તોલો મરી તથા ધાણાજીરૂં અને બે વાલ હળદ ભભરાવી ચમચથી તળે ઉપર કરવું, અને ૦। શેર પાણી રેડી સીજી રહે ને ખપમાં લેવું.

## ના૦ ૩૨૬. મોગરી ને મેથીની ભાજીનું શાક.

આ વાની ઉપર લખ્યા મુજબ બનાવવી પણ ફેર એટલોજ કે તેમાં હળદર નહીં નાખવી તથા વેંગણને બદલે મેથીની ભાજીને સમારી ધોઇને નાખવી.

## ના૦ ૩૨૭. મોગરીના કબાબ.

ના૦ ૩૧૯ ની વાનીમાં ભીંડાના કબાબ બનાવવાની રીત જણાવી છે તે મુજબ સર્વે ચીજો લઈ ભીંડાને બદલે મોગરીના કબાબ બનાવવા.

## ના૦ ૩૨૮. વટાણા બાફેલા.

૦।। શેર વટાણાની લીલી શીંગના દાણાને કકડા પડતા પાણી-

માં થોડું નીમક નાખી ચુલે બાફવા મુકવા. બફાઈને નરમ થાય એટલે પાણી નીતારી કાઢવું. પછી રકાબીમાં વટાણા લઈ ઉપર ૦ા તોલો મરી ભભરાવી, મવસર પ્રમાણે માખણ અથવા સોજું ઘી ગરમાગરમ વટાણાપર નાખી તરત ઢાંકી દેવું. એક બે મીનીટ પછી ઉઘાડી ખાવા. અગર જો ખાવાને વાર હોય તો તેને ગરમ પાણી ઉપર ઢાંકી રાખવા.

## ના૦ ૩૨૯. વટાણા વઘારેલા.

એક શેર વટાણાની લીલી શીંગના દાણાને બે તોલા ઘીમાં ૧ કાંદો કાપી લાલ કરી થોડું છુંદેલું આદુ નાખી તેમાં વઘારવા, અને તે ઉપર ૦ાા તોલો નીમક અને ૦ા તોલો મરી ભભરાવી ચમચે તળે ઉપર કરી ૦ા શેર પાણી નામવું. સીજી રહે એટલે ઉતારી ખપમાં લેવા.

## ના૦ ૩૩૦. વટાણા સુકાનું શાક.

એક શેર સુકા વટાણાની શીંગના દાણાને પેહેલાં બે બાટલી પાણીમાં બાફી અથવા તો આખી રાત પાણીમાં પલાળી રાખી પાણી નીતારી કાઢવું. પછી ના૦ ૩૨૯ ની વાનીમાં લખ્યા મુજબ પકાવવા.

## ના૦ ૩૩૧. વટાણા ને વેંગણનું શાક.

૦ાા શેર વટાણાની શીંગના દાણા લેવા તથા ૦ાા શેર વેંગણ છોલી કાપી નાહના કટકા કરી, એ બેઉને એકઠાં કરવાં. પછી બે તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી વઘાર કરવો, અને તેમાં ઉપલી તરકારી આપવી. પછી તે ઉપર એક તોલો નીમક, ૦ાા તોલો મરી, એક તોલો ધાણાજીરૂં તથા ત્રણ વાલ હળદ ભભરાવી તળે ઉપર કરવું, અને ૦ાા વાલ ખારો ૦ા શેર પાણીમાં ડોહોવી તે રેડવું અને સીજી રહે ને ઉતારતી વખતે બે તોલા કોપરાંનું ખમણ ભભરાવી ઉપયોગ કરવો.

## ના૦૩૩૨. વાલપાપડીનું શાક.

એક શેર સુરતી લીલી કુમળી વાલપાપડીના વાખ કાઢી ચીરીને કટકા કરવા. પછી ૧ાા તોલો ઘીમાં એક કાંદો બારીક કાપી લાલ કરી વઘાર કરવો, અને તેમાં ઉપલી સમારેલી વાલપાપડી નાખીને

તે ઉપર ાાા તોલો મીઠું અને ાા તોલો મરી તથા અજમો ભ-ભરાવવો, અને ાા વાલ ખારો લઈ તેને ા શેર પાણીમાં ડોહોવી-ને તે રેડવો. પાણી બળી રહેતાં વાલપાપડી ચડી રહેશે.

## નાo ૩૩૩. વાલપાપડીના લીલવાનું શાક.

એક શેર વાલપાપડીના દાણા લેવા અને બે તોલા ઘીમાં ાા શેર પાણી રેડવું અને ઉપર એક વાલ ખારાનો ભુકો કરી ભભરાવવો, અને તેમાં વાલપાપડીના દાણા આપી ચુલે મુકવું. પછી તેમાં એક તોલો મીઠું અને ાા તોલો મરી તથા અજમો નાખી ચમચ કરવી અને પાણી બળી રહે ને ઉતારતી વખતે ચાર તોલા કોપરાંનું ખમણ ભભરાવવું. મરજી પડે તો ગરમ મસાલો જેવો કે તજ, લવંગ તથા એલચીનો ભુકો કરી ઉપર ભભરાવવો. આ વાનીને ખમણી-યા લીલવા પણ કહે છે.

## નાo ૩૩૪. વાલની દાળ સંદોવેલી.

એક શેર નવી વાલની દાળને ત્રણ ચાર કલાક પાણીમાં પલાળી રાખવી. પાણીમાંથી કાઢી તેને એક તપેલીમાં નાખવી અને તે-ઉપર બે બારીક કાપેલા કાંદા, ાાા તોલો નીમક, ાા તોલો મરી તથા ધાણાજીરાંનો મસાલો, ૪ વાલભાર હળદ, ા તોલો જીરૂં તથા છુંદેલું આદુ, ૧ જુડી કાપેલી કોથમીર, ૨ તોલા ઘી અને ાા શેર પા-ણી રેડી સારી પેઠે એકરસ કરવું. પછી તેને ચુલે ચઢાવી બે ત્રણ ટકડા પાડવા અને ચમચ કરી તેને ધીમી આંચે ચડવા દેવી. પાણી સુકાઇને દાળ નરમ થાય એટલે ઉતારશો તો સંદોવેલી મોકળી દાળ રોટલી સાથે ખાવા લાયક થશે. જો ઘુંટેલી દાળ રોટલી સાથે ખાવા ભાવતી હોય તો તેને તઇઆર થયા પછી કડછીથી ઘુંટી નાંખવી અને ા શેર પાણી રેડી એક કકડો પાડી ઉતારવી.

## નાo ૩૩૫. વાલ વઘારેલા.

એક શેર આખા નવા વાલને બે બાટલી ઉકળતાં પાણીમાં ૧ાા તોલો મીઠું અને ા તોલો હળદ નાખી બાફવા મુકવા. વાલ બફાઇને ફાટે અને નરમ થાય એટલે ચુલેથી ઉતારી તેમાં જે બા-કી વધેલું પાણી હોય તે નીતારી નાખવું. પછી એક બીજા વાસ-ણમાં ત્રણ તોલા ઘી કકડાવી તેમાં બે બારીક કાપેલા કાંદા નાખી

લાલ કરવા, તથા ાા તોલો છુંદેલું આદુ તેમાં નાખી ચચાણાવવું, અને તેમાં ઉપલા બાફેલા વાલ વઘારવા. તે ઉપર ાા તોલો મરી તથા ખાણાજીરાંનો મસાલો, એક જુડી કાપેલી કોથમીર, અને ા તોલો જીરૂં ભભરાવી ચમચે તળે ઉપર કરી ધીમાં અગારે પાંચ મીનીટ રાખી ઉતારી પાડવા. જો મોકળા વાલને બદલે ઘુંટેલા વાલ રોટલી સાથે ખાવા હોય તો ઉપર પ્રમાણે વાલ તઇઆર થવા પછી તેને કડછીએ ઘુંટી નાખવા અને ા શેર પાણી રેડી એક કકડો પડને ખપમાં લેવા.

## ના૦ ૩૩૬. વેંગણનું શાક.

એક શેર વેંગણ છોલી કટકા કરવા અને તેને બે બાટલી પાણીમાં ૧ાા તોલો નીમક નાખી બાફવા. બફાઇને નરમ થવા પછી તેમાંનું પાણી નીતારી નાખવું અને કડછીથી તેને ઘુંટીને માવા જેવા કરવા. પછી બીજા વાસણમાં ત્રણ તોલા ઘી કકડાવી તેમાં એક કાંદો બારીક કાપી લાલ કરી તેમાં વેંગણ વઘારવાં અને તે ઉપર બે જુડી કાપેલી કોથમીર નાખી ચમચથી તળે ઉપર કરવું અને ધીમાં અંગારે પાંચ મીનીટ રાખી ઉતારી લીંબુ નીચવી ખાવું.

## ના૦ ૩૩૭. વેંગણ તળેલાં.

એક શેર મોટાં દળદાર વેંગણ છોલી તેની અરધા ઈંચ જાડી કાતરીઓ પાડવી. કાતરીઓ ઉપર છરીથી આડા અવળા ગોબા પાડી તે ઉપર ૧ાા તોલો નીમક ચોપડી ચાળણીમાં મુકવી, અને ઉંધું ઢાંકણ ઢાંકી તે ઉપર વજન મુકવું એટલે થોડા વારમાં વેંગણનું પાણી નીતરાઈ જશે. પછી ૧૦ તોલા ઘી કકડાવી તેમાં થોડી થોડી વેંગણની કાતરીઓ તળવી. તઇઆર થાય ને ઉતારી લીંબુ નીચવી ઉપયોગ કરવો.

## ના૦ ૩૩૮. વેંગણના કટલેસ.

એક શેર મોટાં દળદાર વેંગણ છોલી તેની અરધો ઈંચ જાડી કાતરીઓ પાડવી. કાતરીઓ ઉપર છરીથી આડા અવળા ચોખા પાડી ાા શેર ખાટાં દહીંમાં તેના બેઉ પડ બોળી, થોડોવાર દહીંમાંજ તેને રાખી મુકવી. પછી તેમાંનું છુટેલું પાણી નીતારી નાખી,

ફાતરીઓને બાહાર કાઢવી અને તે ઉપર ૦ાા તોલો નીમક તથા ૦ાા તોલો ધાણાજીરાંનો મસાલો વાટી બરાબર લગાડવો, અને ચણાનો આટો પાથરી તે ઉપર ફાતરીઓના બેઉ પડ દાબવાં. પછી ૧૦ તોલા ઘીનાં કડલેસ ધીરેથી તળીને ઉતારી લીંબુ નીચવી ઠેકાણે પાડવા.

## ના૦ ૩૩૯. વેંગણના સંભારીઆં.

એક શેર વેંગણ છોલી દરએકની જોડાયલી ચાર ફાડ કરવી. પછી ૦ા તોલો નીમક, ૧ તોલો ચણાનો આટો, બે તોલા કોપરાંનું ખમણ, ૦ાા તોલો ધાણાજીરાંનો મસાલો, બે વાલ હળદ, અને ૧ જુડી બારીક કાપેલી કોથમીર લેવી. આ સરવે મસાલાને એકઠો કાલવીને વેંગણની ફાડમાં સરખે ભાગે થોડો થોડો ભરવો. પછી ત્રણ તોલા ઘીમાં ૦ા તોલો જીરાંનો વઘાર કરી તેમાં સંભારીઆં આપી દવાં, અને ધીરેથી ચમચ કરી તે ઉપર ૦ાા શેર પાણીમાં ૦ાા વાલ ભાર પાપડીઓ ખારો કોહોવીને રેડવો. પાણી સુકાય અને વેંગણ નરમ ખાવા લાયક થાય એટલે ઉતારી લીંબુ નીચવી સ્વાદ લેવો.

## ના૦ ૩૪૦. ખીચડીઆં વેંગણ.

એક શેર વેંગણ છોલી તેના ટુકડા કરી બે બાટલી પાણીમાં ૧ાા તોલો નીમક નાખી બાફવાં. બફાયા પછી બાકી વધેલું પાણી નીતારી નાખવું. પછી બીજી તપેલીમાં ત્રણ તોલા ઘી કકડાવી તેમાં એક કાંદો કાપી લાલ કરી ૦ા તોલો જીરૂં નાખી વઘાર કરવો, અને તેમાં પાંચ સાત મીઠા લીંમડાના પાંતરાં, તથા એકેક તોલો ચોખાનો આટો, ચણાની તથા તુવરની દાળનો આટો નાખી ચમચ કરી સેકવો; અને તેમાં ઉપલાં બાફેલાં વેંગણ આપી એક ચપટી હળદ ભભરાવી ચમચથી સારી પેઠે એક રસ કરવું, અને ૦ા શેર પાણીમાં બે તોલા આમલીનું ડોહોળું કરી રેડવું. પાણી સુકાય ને ઉતારી ખીચડીઆં વેંગણ ખાવાં.

## ના૦ ૩૪૧. વેંગણ મેથીઆં.

એક શેર વેંગણને છોલ્યા વગર ચાર ફાડ જોડાયલી કરવી. પછી ૦ાા તોલો નીમક, ૦ાા તોલો ભુંજીને ખોખરી કીધેલી મેથી, ૦ાા તોલો ધાણાજીરાંનો મસાલો, અને ૧ ચપટી હળદની લેવી. આ

સરખ મસાલાને સારા પેઠે ભેળીને તેમાંથી થોડો થોડો લઈ સરખે ભાગે વેંગણની ફાડમાં ભરવો. પછી ત્રણ તોલા ઘીમાં એક કાંદા કાપી લાલ કરી, એક જુડી કાપેલી કોથમીર તથા ૦। તોલો જીરૂં નાખી વઘાર કરવો, અને તેમાં મસાલા ભરેલા વેંગણ આપી ધીરેથી ચમચ ફરવી. વેંગણ તઈઆર થવા આવે એટલે તે ઉપર ૦। શેર પાણીમાં બે તોલા આમલીનું ડોહોળું કરી તેમાં પાંચ તોલા ગોળ પીગળાવી રેડવો, અને સીજી રહ્યા પછી રસ રસતાં ઉતારી ખપમાં લેવાં.

## નાં૦ ૩૪૨. વેંગણ ચાપ.

એક શેર નાહાનાં વેંગણ લેવાં, અને તે દર એકને છોલ્યા વગર ઉભાં છરીથી બબે ફાડચાં છુટાં કરવાં, જેને આશરે બે કલાક પાણીમાં ભીંજવી મુકવાથી તેમાંનો ચાંકાશ ઓગળી જશે. પછી પાણીમાંથી કાઢી વેંગણના કાપેલા ભાગ ઉપર છરીથી આડા અવળા ચોખા પાડી તેની ઉપર નીચે લખેલો મસાલો વાટીને ચોપડવો. ૦॥ તોલો મીઠું અને ધાણાજીરાનો મસાલો, ૨ જુડી કાપેલી કોથમીર, ૦॥ તોલો કોપરાંનું ખમણ અને જીરૂં, ૧ ચપટી હળદ, તથા ૨ લીંબુનો રસ. પછી ધીમાં અંગારપર ગળેલ મુકી છાલવાલો ભાગ ગળેલ પર અને મસાલો ચોપડેલો ભાગ ઉપર રહે તેમ વેંગણ મુકી તે પર ઢાંકણ ઢાંકી બળી નહીં જાય તેમ ભુંજવાં. ભુંજાઈ રહયા પછી ગળેલ બાહાર કાહાડવી અને મસાલો ચોપડેલા ભાગપર થોડુંક ઘી કકડાવી ચમચીએ થોડું થોડું બધે આશપાશ નાખવું અને પછી વેગણપર ઢાંકણ ઢાંકી ગળેલને થોડો વાર ધીમાં અંગારે રાખી બાહાર કાઢવી અને વેંગણ ચાપ પર જોઇએ તો એક બીજું લીંબુ નીચવી હાંશે હાંશે ખાવું.

## નાં૦ ૩૪૩. વેંગણનું ભરત.

એક વેંગણ ઘણા મોટા કદનું લેવું, અને તેને જરા ઠોકી ઠાકીને નરમ કરવું. પછી બળતું કરી ચુલાપર લોઢી મુકી તપાવવી, અને પેલું વેંગણ જેની છેક અંદર વેર એક છેડેથી પાતળી સોટી ભોકી હોય તે મુકવું. સોટી ભોકવાથી વેંગણમાંનું પાણી ઝરી જશે. વેંગણને ફરવ ફરવ કરો બરાબર ભુંજવું, અને તેની છાલ બળી

ગાયા પછી સોટીપરથી ઉતારી જરા ઠંડુ પડે કે તેની છાલ કાઢી નાખવી, અને કડછીએ ઘુંટીને માવા જેવું નરમ કરવું. તેમાં ૦॥ તોલો મીઠું, ૦। તોલો મરી તથા જીરૂં, ૧ જુડી બારીક કાપેલી કોથમીર મેળવી એક રસ કરવું. પછી ત્રણ તોલા ઘીમાં એક કાંદો બારીક કાપી લાલ કરી થોડું છુંદેલું આદુ નાખી વઘાર કરવો, અને તેમાં મસાલો ભેળેલા વેંગણનો માવો આપી ચમચ કરવા. વેંગણનું છુટેલું પાણી બળી જાય ને તેમાં ૦। શેર દહીં નાખી મેળવવું, અને સેહેજ વારમાં ઉતારી પાડવું.

## ના૦ ૩૪૪. વેંગણનો પાટીઓ.

વેંગણનો પાટીઓ બનાવવા સારૂ નંબર ૧૮૦ ની વાની જુવો. ખટાશને સારૂ આંબોસીને બદલે જોઇએ તો બે તોલા આંમલીનું ૦। શેર પાણીમાં ડોહોળું કરી રેડવું.

## ના૦ ૩૪૫. વેંગણની કઢી.

એક શેર વેંગણ છોલી તેના ટુકડા કરી પાણીમાં બાફી નાખવા. પછી અરધા શેર દહીંમાં પાંચ તોલા ચણાનો આટો મેળવવો, અને તેમાં બાફેલાં વેંગણ નાખી એક રસ કરવું. તેમાં એક તોલો મીઠું, ૦॥ તોલો ધાણાજીરૂં તથા મરી, ૧ જુડી કાપેલી કોથમીર, ૦૫ વાલ હળદ, અને એક બાટલી પાણી રેડી ચુલે ઉકાળવા મુકવું. પછી એક કડછી લાલચોળ તપાવી તેમાં એક તોલો ઘી, ૦॥ બારીક કાપેલો કાંદો અને ૦। તોલો જીરૂં નાખી વઘાર કરવો, અને તે વઘાર કઢીમાં આપી તળે ઉપર કરવું અને તઇયાર થાય એટલે ઉતારવી.

## ના૦ ૩૪૬. વેંગણ દુધીની બીરીઆંની.

૦॥ શેર વેંગણને છોલી તેની ઉભી ચાર ચીરો કરી તેની કાતરીઓ કરવી, અને તેમાં ૧॥ તોલો નીમક ચોળી બે કલાક આથી રાખવી. ૦॥ શેર દુધીની છાલ છોલી નાહાના ટુકડા કરવા. વેંગણનું છુટેલું પાણી નીચોવી નાખી, દુધી અને વેંગણને સાથે ભેળી નાખવું. પછી તપેલીમાં ત્રણ તોલા ઘી કકડાવી તેમાં એક કાંદો બારીક કાપી લાલ કરી ૦॥ તોલો છુંદેલું આદુ નાખી ચચણાવવું. જેમાં વેંગણ તથા દુધી આપી દઈ, તે ઉપર બે જુડી કાપેલી

કોપમીર, ૫ વાલ હળદ, ૦ાા તોલો મરી, મીઠું, તથા છરૂં ભભરા-વો સારા પેઠે ચમચથી ઉથલપાથલ કરવું, અને ઢાંકણ ઢાંકી તરકારી ચડવા દેવી. તઇયાર થવા પછી તેમાં ૧ શેર દહીં નાખી ચમચ ક-રવી, અને ધીમાં અંગારે પાંચ મીનીટ રહેવા દઈ ઉતારવી અને ચાવલ સાથે ખાવી. વેંગણ ભેળ્યા વગર દુધીની બીરીઆંની પણ એજ રીતે કરવી.

## નાં૦ ૩૪૭. વેંગણને તરકારીનું શાક.

વેંગણ સાથે ઘણી જાતની જીનસો ભેળીને રંધાય છે, જેવી કે મેથી, ચોલાઈ, માટ, ભરૂચી, સુવા અને ડાંભાની ભાજી, શેકતાની શીંગ, પટેટા, સકરકંદ, રતાલું યા કમોદીઓ કંદ, પાપડી, ચોળા, મોગરી, મુળા, કાંદા, ઓલકોલ, લીલા ચણા, મગની દાળ વીગેરેઃ—

વેંગણ સાથે જે બીજી તરકારી લેવી હોય તે બેઉ સરખા વજનની લઈ છોલી કાપી ધોવા ઘટતી હોય તો ધોઈ બેઉને ભેળી નાખવી. પછી ત્રણ તોલા ઘીમાં બે કાંદા બારીક કાપી લાલ કરી તેમાં થોડું આદુ ચચણાવી તરકારી વઘારવી, અને તે ઉપર ૦ાાા તોલો નીમક, ૦ાા તોલો મરી અને ત્રણ વાલ હળદ ભભરાવી ચ-મચ કરવી. પાંણી નાખ્યા વગર અથવા જેમાં પાણી નામવા ઘ-ટતું હોય તેમાં થોડું પાંણી રેડી ધીમી આંચે થવા દેવું. પાંણી સુકાય અને તરકારી ચડીને ઘીપર આવે એટલે ઉતારી લીંબુ ની-ચવી ઉપયોગ કરવો.

## નાં૦. ૩૪૮. સલગમ વઘારેલા.

એક શેર સલગમ છોલી ટુકડા કરવા. પછી બે તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરવો; લાલ કરતી વખતે ચમચે કાંદાને ફેરવ ફેરવ કરવો કે તળીએથી દાઝે નહી. તેમાં ૦ાા તોલો બારીક કાપેલું આદુ નાખીને ચચણાવવું અને તેમાં સલગમ નાખી વઘારવા. તે ઉ-પર ૦ાાા તોલો નીમક અને ૦ાા તોલો મરી ભભરાવી ચમચ કરવી અને ૦ા શેર દુધ અથવા કોપરાંના ખમણનું દુધ નામી ચડી રહે ને પાણી બળી જવા પછી ઘીપર આવે એટલે ઉતારવું. સફેદ સલગમ કરતાં વેલાતી અથવા ઇરિની લાલ રંગના મોટા સલગમ વધારે સ્વા-દદાર અને ખાવા લાયક થશે.

## ના૦ ૩૪૯. સલગમ બાફેલા.

એક શેર સલગમ છોલ્યા વગર ઉકળતા પાણીમાં નાખી બાફવા. સલગમમાં એક કાંટો ભોકયાથી માલમ પડશે કે તે બફાયાં છે કે નહીં. બફાયા પછી બાહાર કાઢી તેની ઉપરની છાલ છરીથી ઓખવી નાખવી અને પછી તેની ગોળ કાતરીઓ પાડવી અને તે ઉપર જરા તાવેલું ઘી રેડી મરી મીઠું ભભરાવી આવી. વિલાતી અથવા ઈરાની સલગમ લાલ રંગના આવે છે તે લેવા. સફેદ સલગમ સારા લાગશે નહીં.

## ના૦ ૩૫૦. સુરણ વઘારેલું.

એક શેર સુરણ છોલી નાહના ટુકડા કરવા. પછી ત્રણ તોલા ઘીમાં એક કાંદો કાપી લાલ કરી તેમાં થોડું છુંદેલું આદુ નાખી વઘાર કરવો અને તેમાં સુરણ નાખી તે ઉપર ાાા તોલો મીઠું, ાા તોલો મરી તથા ૨ વાલ હળદ ભભરાવી ચમચથી એક રસ કરવું અને ાા શેર પાણી રેડી સુરણ ચડીને ઘીપર આવે એટલે ઉતારવું.

## ના૦ ૩૫૧. સુરણ વઘારેલું—બીજી રીતનું.

ઉપર લખ્યા પ્રમાણે સુરણને વઘારમાં નાખવું. પછી ા શેર કોપરાંના ખમણનું દુધમાં ાાા તોલો નીમક, ાા તોલો મરી, એક ચપટી હળદ, તથા ૧ જુડી બારીક કાપેલી કોથમીર મેળવવી. સુરણ જરા તતડે એટલે આ મેળવણી વાળું દુધ તેમાં રેડી ધીમી આંચે સીજવા દઈ ઉતારવું.

## ના૦ ૩૫૨. સુરણ તળેલું.

એક શેર સુરણ છોલી તેના નાહના ટુકડા કરી પાણીમાં થોડીવાર ભીંજવી રાખવા. પછી કઢાઈમાં કકડાવેલા ૧૦ તોલા ઘીમાં થોડા થોડા સુરણના ટુકડા નાખી, તવેયા વડે થોડે થોડે વારે ફેરવીને લાલ રંગના તળવા. તળાયા પછી નીચે ઉતારી તે ઉપર ૧ાા તોલો નીમકનું પાણી કરી છાંટવું, અને પાછું ચુલે મુકી નીમકનું પાણી સુકાયને ઉતારી, જોઇએ તો મરી ભભરાવી ખાવું.

## નાo ૩૫૩. સુરણ મીઠું.

ઉપર લખ્યા પ્રમાણે સુરણ તળીયા પછી તેમાં ૦ાા શેર ખાંડ તથા નવટાંક પાણી આપી ધીમી આંચે રાખવું. સુરણમાં ખાંડનો શીરો પચીને ફસકાવા માંડે કે ઉતારીને ઠંડું પડયા પછી ઠેકાણે પાડવું.

## નાo ૩૫૪. શેકતાના ફુલ વઘારેલા.

એક શેર શેકતાના ફુલ સમારી ધોઇને ત્રણ તોલા ઘીમાં એક કાંદા કાપી લાલ કરી તેમાં વઘારવાં. તે ઉપર ૦ાા તોલો નીમક તથા ૦ા તોલો મરી ભભરાવી હલકે હાથે ચમચ કરવી અને ૦ા શેર દુધ અથવા કોપરાંના ખમણનું દુધ રેડી સુકાય ને ઉતારવું.

## નાo ૩૫૫. શેકતાની શીંગનું શાક.

એક શેર શેકતાની શીંગના વાખ છોલી કાઢવા અને તેના બબે ઈંચ લાંબા કટકા કાપી તેનાજ વાખથી પાંચ છ ટુકડાની જુડીઓ બાંધવી. પછી ૦ાા શેર પટેટા છોલી તેના બબે ટુકડા કરવા. એ બેઉ તરકારીને ત્રણ તોલા ઘીમાં એક કાંદા કાપી લાલ કરી તેમાં વઘારવાં અને તે ઉપર ૧ તોલો નીમક, ૦ાા તોલો મરી, બેવાલ હળદ ભભરાવી તળે ઉપર કરવું અને ૦ા શેર પાણી રેડી ધીમી આંચે રગરગવા દેવું. પાણી સુકાય ને તેમાં ૦ા શેર કોપરાંના ખમણનું દુધ કાઢી તે રેડવું, અને તરકારી ચડી જાય ને જરા રસરસતું રહે એટલે ઉતારી ઉપયોગ કરવો.

## નાo ૩૫૬. શેકતાની શીંગનો પાટીઓ.

શેકતાની શીંગનો પાટીઓ નાo ૧૮૦ની વાનીમાં લખ્યા મુજબ બનાવવો. ખટાશને સારૂ આંબોસીને બદલે જોઇએ તો ત્રણ તોલા કોકમનું અથવા આમલીનું ડોહોળું કરી નાખવું

## નાo ૩૫૭. શેકતાની શીંગનો પલીદો.

એક શેર શેકતાની શીંગના વાખ કાઢી તેના બબે ઈંચના ટુકડા કરવા અને તેનાજ વાખથી પાંચ છ કટકાની જુડીઓ બાંધવી. પછી બે તોલા ઘીમાં એક કાંદા કાપી લાલ કરી થોડું છુંદેલુ

આદુ નાખી ચચણાવવું અને તેમાં શીંગની જુડીઓ નાખી વધા-રવી. તે ઉપર ૦॥ તોલો મરી અને ધાણાજીરૂં, એક જુડી કાપેલી કોથમીર તથા બે તોલા ચણાનો આટો નાખી ચમચ કરવી, અને તેમાં તુવરની બાફેલી દાળનું કાઢી રાખેલું ૧ શેર ઓસામણ (જુઓ ના૦ ૧૬૨ની વાની) રેડી ધીમી આંચે ચડવા દેવું. પાણી સુકાયા પછી બે તોલા કોકમનું થેડું કોહોળું બનાવી તે રેડવું, અને તઈઆર થાય ને ઉતારવું. કેટલાકો શીંગની જુડી બાંધતા નથી, પણ છુટાંજ કટકા નાખે છે.

## ના૦ ૩૫૮. અડદીઓ પાક.

૦॥ શેર નવી અડદની દાળને લોઢી ઉપર સારી પેઠે શેકી ઘંટીમાં દળીને તેનો બારીક આટો કરી કપડાંની ચાળણીથી ચાળી કાઢવો. પછી એક તપેલીમાં ૦। શેર ઘી નાખી તેમાં તે આટો આપી ફેરવ ફેરવ કરીને ભુંજવો. આટો ભુંજાઈ રહયા પછી કઢાઈમાં ચારોળી, બદામ અને પસ્તાં દર પાશેર લઈ તેની ઝીણી સ્લેસ પાડી ઘીમાં તળી રાખવી. પછી ૦। શેર શીંગોડાને બારીક છુંદવું, તથા ૦। શેર ઘઊંના દુધને તળી તેમાં બે તોલા ખસખસ મેળવવી. આ બેઉને પેલા ભુંજેલા અડદના આટામાં નાખી સારી પેઠે એકરસ કરવું, અને પછી ૦॥ તોલો સફેદ મરી, સુંઠ અને પીપરીમુળ તથા એક એક તોલો ખરબુચાંનો મગજ, કોહોળાંનો મગજ, દુધીનો મગજ, અને કાકડીના મગજને જુદાં જુદાં છુંદી બારીક ભુકો કરી તેમાં ભેળી દેવું. ત્યારબાદ ૨ શેર ખાંડમાં આશરે ૦॥ શેર પાણી રેડી એક તપેલીમાં ચુલા ઉપર તેનો ચાસ કરવો. ચાસ જરા નરમ રહે એટલે તેમાં સોજું એક શેર ઘી નાખી ઉપલી મેળવણી વાળો અડદનો આટો તેમા આપી ચમચથી ઘુંટી ઘુંટીને આટો બરોબર ચડી રહે એટલે તેમાં ચારોળી, બદામ તથા પસ્તાંની તળી રાખેલી કાતરીઓ સારી પેઠે મેળવી હેઠે ઉતારી ૦॥ તોલો એળચી તથા અરધું જાયફળ ખમણી ઉપર ભભરાવવું. જોઇએ તો અડદીઆ પાકના પછી લાડવા વાળવા અથવા તો થાળીમાં પાથરી ઠરી જવા દઈ ચાકુથી બરફીની માફક કટકા કાપી ઉપયોગ કરવો. આ કૌવતીદાર ખોરાક ઠંડીમાં ખાવા લાયક થઈ પડશે.

## ના૦ ૩૫૯. વધારયા ચણા.

એક શેર જંબુસરી આખા ચણા આખી રાત પાણીમાં ભીંજવી રાખી સવારે તેમાંનું પાણી નીતારી નાખવું. પછી ત્રણ તોલા ઘીમાં બે કાંદા કાપી લાલ કરી તેમાં ૦ાા તોલો બારીક કાપેલું આદું નાખી ચમણાવવું, અને તેમાં પાણીથી ફુગેલા ચણા આપી વઘાર કરવો. તે ઉપર ૦ાાા તોલો નીમક, ૦ાા તોલો મરી તથા બે વાલ હળદ ભભરાવી ચમચ કરવી. પછી ૦ા શેર પાણી રેડી ચણા તઈઆર થાય ને ઉતારવા.

## ના૦ ૩૬૦. સુકવનીનું શાક.

સુકવની એટલે સુકવેલી તરકારી જેવી કે જાત જાતની ભાજી, ગોવારની શીંગ, કારેલા, કંટોલાં, કોઠીમડાં, પટેટા, ભીંડા વીગેરે મળે છે. કારેલાં, કંટોલાં, કોઠીમડાં, પટેટા અને ભીંડાની કાતરીઓ કરીને સુકવે છે, તેને હીંદુઓ કાચરી કરી કહે છે. આ કાચરીઓ ઘીમાં તળી નીમક ભભરાવીને ખવાય છે, અને તે લીલી તરકારી કરતાં જુદાજ પણ સારો સ્વાદ આપે છે.

## ના૦ ૩૬૧. કેળાનું અથવા કાકડીનું રાઇતું.

બે લીલી છાલના અથવા સોનેરી કેળાંને છોલી કાતરીઓ પાડવી. પછી ૨ ચમચા દળેલી રાઇમાં ૨ ચમચા પાણી નાખી તેમાં ૨ ચમચા દહીં તથા ૫ વાલ નીમક નાખી રાઈ ચઢાવવી અને રાઈ ચઢે એટલે તેમાં પેલાં કેળાંની કાતરીઓ ખરમોટવી. એજ પ્રમાણે કાકડીનું રાઇતું થાય છે. ફેર માત્ર એટલોજ કે કાકડીને ખમણીને તેમાંનું પાણી નીતારી કાઢવું.

## ના૦ ૩૬૨. મલીદો—બીજી રીતનો.

એક શેર ઘઉંના રવામાં ૩ાા તોલા ઘીનું મોણ નાખી ગરમ પાણી અથવા દુધથી બાંધીને મસળવો. પછી તેનાં મુઠીઆં વાળી ૦ાા શેર ઘીમાં થોડાં થોડાં મુઠીઆં નાખી લાલ તળવા. તળ્યા પછી ખુમચામાં કાઢી તેને કચડી નાખી, ચાળનીમાં ચાળવું. પછી કઢાઇમાં બીજું ૦ાા શેર ઘી કકડાવી તેની અંદર આ ચા-

કેસ્ટો રંગો નાખવો, અને ઠંડો પડયા પછી તેમાં ૦॥ શેર ખાંડ મેળવવી. પછી બદામ, પસ્તા, એલચી તથા દરાખ નાખી જોઈએ તો તેના લાડવા વાળી ખાવા અથવા તો લાડવા વાળ્યા વગર મસીંદો ખાવો.

## ના૦ ૩૬૩. ઘેવર.

એક રતલ ઘઊંના મેદામાં પાણી છાંટી કઠણ બાંધવો. તેમાં આઠ તોલા ઘીનું મોણ નાંખી કેળવવો, અને મસળતી વખતે થોડું થોડું પાણી છાંટી નરમ કઢી જેવો કરવો. પછી ત્રાંબાનું વાસણ (ઘેબરીઓ) ચુલા ઉપર બેસતું રાખી તાપ બાહાર નીકળી નહીં જાય માટે આસપાસ માટીથી થાપી લેવું, અને તે વાસણમાં તેની કોરથી ત્રણ આંગળ નીચે સુધી ઘી પુરી કકડો પાડવો; અને બાડકામાં કાલવેલા ખીરાંમાંથી દોઢ પાશેરને આશરે લઈ ચુલાથી એક હાથ ઊંચેથી ઘણીજ પાતળી ધારે ચુલા ઉપરના વાસણમાં રેડવું. બાડકામાંનું ખીરૂં બધું રેડાઈ રહેશે એટલે ઘેવર પણ બંધાઈ જશે. પછી બે વાંસના લાંબા સોયાથી તેને ગોળ ચક્કરમાં ફેરવતા રેહવું. બરોબર કઠણ થાય એટલે બાહાર કાઢી ઘી નીતરવા દેવું. પછી ૩ રતલ ખાંડની ચાસણી કરી નીચે ઊતારી જરા ઠરવા આવતા સુધી તેને તવેથાથી ઘુંટવી અને અડધો અડધ ઠંડી થાય એટલે તેમાં અડધા લીંબુનો રસ નીચવી એકરસ કરી ઘી નીતારી કાઢેલું ઘેવર બંને બાજુથી તેમાં બોળી કાઢવું અને ઉપરથી બદામ પસ્તાની કાતરીઓ નાખી ઠરે એટલે ખાધામાં લેવું. આ પ્રમાણે જેટલું ખીરૂં હોય તેના દોઢ પાશેરના પ્રમાણમાં ઘેવર કરી લેવાં. એક માણસે ઘેવર તળતા જવું અને બીજા માણસે ઘેવર ઉપર લખ્યા પ્રમાણે ચાસણીમાં બોળતા જવું.

## ના૦ ૩૬૪. આંબાની બરફી.

પાંચ મોટી પાકી આફુસની કેરાને ઘોળીને નરમ કરી તેનો રસ કાઢવો, અને તેને ધીમી આંચે ચુલે રાખી ઘુંટી ઘુંટીને તેનો માવો કરવો. ઘટ થાય એટલે તેમાં બે ત્રણ તોલા ઘી નાખી મેળવી ને નીચે ઉતારવું. પછી એક શેર સાકરમાં ૦॥ શેર

પાણી રેડી તેની ચાર તારી ચાસની કરવી, જેમાં ઉપલો આંબાના રસનો માવો આપી ધીમાં અંગારે રાખી ઘુંટવો. માવામાં ચાસની મળી ગયા પછી ઉતારી થાળીમાં જરા ઘીનો હાથ ચોપડી તેમાં પાથરવો, અને ઉપર બદામ, પસ્તાં, ચારોળી તથા એલચી ભભરાવી સુકાયા પછી છરીથી કાપ મુકવા અને કટકા કાઢી આંબાની બરફીનો સ્વાદ લેવો. ચાંદીના વાસણમાં જો કેરીનો રસ રેડી માવો કરવા ચુલે મુકશો તો કેરીનો સુંદર પીળો રંગ કાયમ રહેશે.

## ના૦ ૩૬૫. બદામનો દમીડો.

૦ાા શેર બદામને કકડતા પાણીમાં થોડોવાર રાખી છોલીને રવા જેવી બારીક કચરવી, અને તેને ૦ાા શેર ઘીમાં નાખી જરાક શેકવી. પછી તેમાં ૦ા શેર દુધનો માવો નાખી ચમચાથી ફેરવ ફેરવ કરીને બરાબર લાલ શેકવું. પછી ૦ાા શેર ખાંડમાં પાંચ તોલા પાણી રેડી તેની ઘટ ચાસણી કરવી અને તેમાં એક આની ભાર કેસર ઘુંટીને નાખવી. આ ચાસણીમાં ઉપલો તઇઆર કીધેલો બદામનો માવો આપી દઈ ચમચ ફેરવી તરત ચુલેથી ઉતારી પાડવું અને તેમાં ૦ા તોલો ખોખરી કીધેલી એલચી ભભરાવી રકાબીઓમાં નામીને બંધાવા દેવું. બંધાયા પછી ઠંડુ થાયને કટકા કાપીને ખાવા.

## ના૦ ૩૬૬. બદામનો હરીરો.

૦ાા શેર બદામને કકડતા પાણીમાં થોડો વાર રાખી છોલી ને વાટવી, અને ૧ાા શેર કકડા પડતા દુધમાં તેને નાખી ઘટ થાય ત્યાં સુધી રાખી હલાવ્યા કરવું. પછી તેમાં ૦ા શેર ખાંડ નાખી, ચમચ કરી ધીમી આંચે રાખવું. ખાંડનું છુટેલું પાણી સુકાયા પછી તે ઉપર ૦ા તોલો ખોખરી કીધેલી એલચી ભભરાવવી અને એક તોલો ગુલાબનું પાણી છાંટી ઉતારી પાડવું.

## ના૦. ૩૬૭. ફીણો.

એક શેર દુધને ચુલાપર મુકી એક જોશ આપવો અને તેમાં બે તોલા ચોખાનો આટો તથા એક તોલો ઘઉંના દુધને ૦ા શેર પાણીમાં પલાળીને નાખવું, અને ઘટ થાય ત્યાંસુધી ચમચે હલાવ્ય

ફરીને ઉકાળવું. પછી તેમાં ૦॥ શેર ખાંડ આપી ચમચ કરી ખાં-ડનું છુટેલું પાણી સુકાય એટલે ૦। તોલો એલચી તથા એક ચ-પટી જાયફળની ભુકી ભભરાવવી અને એક તોલો ગુલાબનું પાણી રેડી રકાબીઓમાં બંધાવા દવું.

## નાં૦ ૩૬૮. ગુળકન.

૧ શેર ગુલાબના, તાજાં ફુલનાં ડીચકાં કાઢી નાખી તેની પાંખડીઓ છુટી પાડી છુંદીને માવો કરવો. પછી ૧ શેર સાકરમાં ૨ શેર પાણી રેડી ત્રણ તારી ચાસની કરી તેમાં પેલો ગુલાબનો માવો આપી હલાવ્યા કરવું. ચાસણી કઠણ થઈ તેમાંનું પાણી સુકાઈ જાય એટલે નીચે ઉતારી ૦। તોલો ખાખરી કીધેલી એળચી ઉપરથી ભભરાવી ઠંડું પાડી ભરી રાખવો.

## નાં૦ ૩૬૯. કેરીની જેલી.

૧૦ હાફુસ યા પાએરીની કેરી ઘણી પાકી તેમજ ઘણી કાચીબી નહીં હોય તેને છોલી મોટાં ફાડચાં કાપવા અને ગોટ-લાં કાઢી નાખવાં. આ ફાડચાં તોલી તેનું વજન લખી રાખવું, અ-ને તેને એક તપેલીમાં નાખી તે ઢંકાય તેટલુંજ તેમાં પાણી રેડી ચુલે મુકવું, અને બે ચાર જોશ આપી બરાબર ચેડવીને નરમ માવા જેવી કરવી. પછી એક બીજી તપેલી ઉપર કપડાંનું જોલ્લું બાંધી તેની ઉપર કેરીના ફાડચાં અને રસ નાખવો. કેરીને જોરને હાથે મસળવાથી બધો રસ નીચે રાખેલી તપેલીમાં ગળી પડશે, અને બાકી જે છુંદા વધે તે ફેંકી દેવો. પછી કેરીના વજન જેટલીજ છુંદેલી સાકર અથવા ખાંડ લઈ કેરીના રસમાં મેળવવી અને ચુલે બળતું કરી તે ઉપર મુકવું. સાકર યા ખાંડનું છુટેલું પાણી બળી રેહવા આવે એટલે બળતું કાઢી નાખી, ધીમા અંગારે રાખી તેને ઘુંટયા કરવું. પાણીનો ભાગ બધો બળી ગયા પછી આંગળીને ચા-સ ચીકટ વળગે એવો ઘટ થાય કે તુરત ચુલેથી ઉતારીને તદન ઠંડું પડવા દેવું, અને પછી બરનીમાં જેલી ભરી રાખી જ્યારે ખ-પ પડે ત્યારે વાપરવી. બરનીમાં હવા જાય નહીં તેવી રીતે બુચ દેવો. પાણી બાળવામાં ખામી રાખી તો જેલી પર ફુગ આવશે.

## નાં૦ ૩૭૦. અંજીર અથવા પેરની જેલી.

સરવે ક્રિયા કેરીની જેલીમાં દરસાવ્યા મુજબ કરવી. ફેર મા-ત્ર એટલોજ કે અંજીર પાકીને લચકા જેવા થઈ ગયલાં હોય તે નહીં લેવાં; કઠણ હશે તો ફકર નહી. જમરૂખની જેલી કરવી હોય. તો કાચાંને બદલે પાકા અને નરમ જમરૂખ લેવાં.

## નાં૦ ૩૭૧. ચીનાઇ ઘાસની જેલી.

એક તોલો ચીનાઈ ઘાસને થોડોવાર પાણીમાં ભીંજવી રાખી બહાર કાઢવું અને છરીથી તેના બારીક તુકડા કરવા. પછી તપેલી-માં નાખી તેમાં આસરે ૧ા શેર પાણી રેડવું અને ચુલે મુકી બ-ળતું કરી ઉકાળવું. પાણીમાં બે ચાર કકડા પડયા કે બળતું કાઢી નાખી ધીમો અંગર રાખવો. જેલીનો સફેતને બદલે લાલ રંગ કર-વો હોય તો ઉકાળતી વખતે તેમાં એક કટકો તજનો નાખવો. ઘાસ-માંહેથી ઓગળેલો ચીકાસ પાણીમાં મળી જાય કે તેમાં આસરે ૦ા શેર ખાંડ નાખી એકરસ કરવું, અને ટમબ્લર યા રકાબીઓમાં કપડાંથી ગાળીને ઠંડી જગા અથવા પાણીથી ભરેલાં વાસણમાં મુકવું, કે જેથી જેલી બંધાઈ જશે.

## નાં૦ ૩૭૨. ફાલસાં, દાડમ અથવા ગોલાબનું શરબત.

૩ શેર ફાલસાંના દીચકાં કાઢી નાખવાં અને તેમાં ૦ાા શેર ઘુંદલી શાકર અથવા ખાંડ મેળવી ૧૨ કલાક સુધી કોરી અથવા કાચના વાસણમાં રાખી મુકવાં. પછી ઘટ કુમાસના કપડામાં થોડાં થોડાં ફાલસાં લઈ નીચવી ભચડીને તેનો રસ કોરી અથવા કાચના વાસણમાં એકઠો કરવો. પછી ૩ શેર ઘુંદલી શાકર અથવા સફેત મેદા ખાંડમાં ૧ા શેર પાણી રેડી એકરસ કરવું અને ચુલે મુકી બે કકડા પાડવા, અને તેમાં લીંબુની ચીરનો રસ નીચવવો, જેથી શા-કર યા ખાંડની કચરાની છારી ઉપર તરી આવશે, જેને કાણાંવાલી ચમચ થી બહાર કાઢી નાખવી. આ પ્રમાણે બધી કચરાની છારી કાઢી ના-ખવા પછી ચુલેથી તપેલી ઉતારી બીજી સોજી તપેલીમાં કપડાંથી તેને ગાળી કાઢવું, અને પાછું ચુલે મુકી તેમાંનુ પાણી બાળી નાખી શીરો આંગળાને ચીટકી જાય એવો ઘટ થાયને ઉતારવો. આ શીરા-

માં ફાલસાંનો રસ મેળવી દઈ ધીમા અંગારે ચુલા ઉપર રાખી બે ત્રણ કકડા પાડવા અને શરબત ઘાડું જેવું થાય ને ઉતારી ઠંડુ પાડી બાટલીઓમાં મજબુત બુચ દઈ ભરી રાખવું, અને ખપ પડવે બે ચાર ચમચા કાઢી તેમાં પાણી નાખી પી જવું.

દાડમનું શરબત બનાવવું હોય તો દાડમના દાણાં કાઢી તેનો રસ કોરી અથવા કાચના વાસણમાં કાઢવો અને ઉપર લખ્યા પ્રમાણે શીરો તઇઆર કરી તેમાં રસ નાખી પાછો ચુલે મુકી જરા ઘટ કરવો અને ઠંડુ પાડી બાટલીઓમાં ભરવો. બીજાં દાડમો કરતાં કાબુલી ખાટાં લાલ દાડમનું શરબત ઘણું સારૂં બનશે. કદાચ જો શરબત ઘણું ખાટું લાગે અને જો પછવાડેથી મીઠું કરવાનો શોખ થાય તો શાકર યા ખાંડનો થોડોક બીજો શીરો બનાવી તેમાં શરબતને ભેળી દવું.

ગુલાબનું શરબત બનાવવું હોય તો ઉપર દરશાવ્યા મુજબ તઇઆર કીધેલા શીરામાં ૦ા શેર યા શોખ માફક વધતો ઓછો ઉચો ગુલાબ રેડવો અને તેને પાછો ચુલે મુકી શીરાને જરા ઘટ થવા દઈ ચુલેથી ઉતારી ઠંડો પાડી બાટલીઓમાં ભરી મજબુત બુચ મારવો.

## નાο ૩૭૩. લીંબુ પાણી તથા લીંબુનું શરબત.

લીંબુ પાણી બનાવવું હોય તો ટમબ્લરમાં એક ચમચો ખાંડ નાંખી તેમાં એક લીંબુનો રસ નીચવવો, અને ૦ાા ભાગ પાણીથી ભરી ચમચાએ ખાંડ હીલાવીને પીગલાવવી અને પી જવું. ગરમીના દીવશમાં લીંબુ પાણીમાં બરફનો એક ટુકડો નાખ્યો હોય તો બહુજ સ્વાદ તથા ઠંડક આપશે.

લીંબુનું શરબત બનાવવું હોય તો તાજાં લીંબુ નીચવી આસરે ૦ાા શેર રસ કાઢવો. પછી ૧ાા શેર છુંદેલી શાકર યા ખાંડમાં આ રસ રેડીને ધીમાં અંગારે ચુલા ઉપર મુકવું, અને કકડા પડયા પછી તરી આવેલી કચરાની છારી કાણાવાળી ચમચથી કાઢી નાખવી. પછી આસરે એક તોલો લીંબુની છાલની સ્લેસ કાપી તેમાં નાખવી. અને શાકર યા ખાંડનું છુટેલું સઘળું પાણી બળી ગયા પછી ચુલેથી ઉતારી ફલાનેલના કપડાંમાંથી લીંબુનું શરબત ગાળી કાઢવું. ઠંડુ

પડયા પછી બાટલીઓમાં ભરી મજબુત બુચ દેવો, અને ખપ પ- ડવે બે ચમચા લઈ તેમાં પાણી ભેલીને પી જવું.

## નાo ૩૭૪. ફાલુદો.

૧ શેર ધઊંના (સતમાં) દુધમાં બે બાટલી પાણી નામી ચુલા- ઉપર મુકી ઘુંટીને પાતળું કરી માફકસર નરમ રાખી ઠંડુ પાડવું. પછી એક તપેલીમાં ૨ શેર પાણી રેડી તે ઉપર ઝીણાં વેહનો ઝારો મુકી જેમ સેવ પાડીએ તેમ ઉપલાં ઘઊંના દુધને ઝારા ઉપર નાખી કડછીથી ખુબ ઘુંટી ફુણગી પાડવી. પછી તેમાં ૧ શેર ખાંડ તથા ૦। તોલો તુકમરીઆનાં બીઆં અથવા તો ઇસપગુલ નાખી દાહૂવવું. પછી ઉપરથી આઇસ તથા ગુલાબ પોતાના શોખ પ્રમાણે નાખી ટ- મ્બલરમાં રેડી પીવો.

## નાo ૩૭૫. ટોસ્ટનું પાણી.

બે ઈંચ જેટલા પાંઊના કટકાને અરધો અરધ બળી જાય ત્યાં સુધી ભુંજવો અને એક ટમ્બલરમાં પીવાનું પાણી તૈયાર રાખેલું હો- ય તેમાં ઉપલો પાંઊંનો બળતો કકડો નાખી તરત ઢાંકણ ઢાંકી બે ચાર મીનીટ પછી ઊઘાડી પાંઊનો કટકો ફેંકી દઈ પાણી પીધામાં લેવું. આ પાણી મુખ્યત્વે સીક માણસને માટે છે.

